

# કરબલાનો કહેર

અથવા

મોહરમનું હૃદય ભેદક ગાયન.



# કરબલાનો કાળો કહેર




## મોહરમનું હૃદય ભેદક વર્ણન.



માંગરોળની ચિસ્તીઆ ગાદીના ગાદીપતી, અને રસુલે અરબ્બીના મશહુર લેખક પીર **મોટામીયા** સાહેબની કસાએલી કલમ વડે લખાએલ ટ્રેજેડી ઓફ મોહરમ નો અનુવાદ.

---

અનુવાદક—પ્રકાશક

**પઠાણ નીઝામખાન નુરખાન વકીલ.**

અમદાવાદ.

---

આવૃત્તિ પહેલી. નકલ ૫૦૦

---

**કીંમત ૦-૪-૦**


ચિસ્તીઆ ગ્રંથમાળા. નં. ૩

# અર્પણ પત્રિકા.

આ નાનકડું પુસ્તક પીર મોટામીયાં સાહેબના અંગ્રેજી પુસ્તકનું ભાષાંતર કરેલું હોવાથી માંગરોલની ચિસ્તીઆ ગાદીને માનનારા મ્હારા સઘળા પીર ભાઈઓના કરકમળમાં તે અર્પણ કરી મારી ફરજ બજાવું છું.

અનુવાદક અને પ્રકાશક.

# મુળ લેખકની પ્રસ્તાવના

મહોરમ એ શબ્દ દરેકને પરિચિત છે. પોતાના ઘાતકી શત્રુઓને હાથે કરબલાના રણસંગ્રામમાં શહીદ થએલા હઝરત મહમદ સ૦ અ૦ વ૦ ના નવાસા હઝરત ઈમામહુસેન રદી૦ ની યાદગીરીને જાળવી રાખવા માટે એક શોકમય તહેવાર તરીકે તે દિવસે પાળવામાં આવે છે.

આ નાનકડા પુસ્તકનો હેતુ ઇતિહાસમાં લખાયલા તે કરૂણામય બનાવનો કાંઈક ભાસ આપવાનો છે. તે શોકમય દિવસનું ટુંક વર્ણન લખવાનો સાહસ કરતાં મેં જે કામ માથે લીધું છે તેની સઘળી મુશ્કેલીઓ વિષે હું કોઈપણ રીતે અપરિચિત નથી. તે એક વિષમ અને મતભેદવાળી બાબત છે. તેમ છતાં મારા કેટલાક મિત્રો મોહરમના તહેવારનો પ્રચાર યથોચિત જાણવા માટે આતુર હોવાથી આ નાનકડું પુસ્તક હું વાંચક વર્ગ સમક્ષ રજુ કરૂં છું અને આશા રાખું છું કે તે ઇસ્લામના ઇતિહાસના

અતિ કરૂણામય બનાવને લગતી ખોટી માન્યતાઓ દુર કરી તેમની લાગણીનું ઉક્ત બનાવ પરત્વે આ-કર્ષણ કરશે.

આ પુસ્તક લખતી વેળાએ મને જોઇએ તેટલી નવરાસ નહિ મળવાથી તેમાં જો કાંઈ ભુલ રહી ગઇ હોય તો તે સંભવીત છે. નવાબઝાદા અબદુલ કરીમખાન સાહેબ એમ. એ. બારીસ્ટર એટલોએ પોતાના કિમતી વખતના ભોગે આ પુસ્તક જોઇ જવાનો જે શ્રમ ઉઠાવ્યો છે, તેવા તેમના માયાળુ કૃત્ય બદ્દલ હું તેમનો આભારી થયો છું.

પીર સાહેબની ખાનકાહ
૧૧ મી માર્ચ ૧૯૧૮
માંગરોલ ( સુરત પાસે )

એમ. કે. પીરઝાદા.
સજ્જાદાનશીન.



# અનુવાદક અને પ્રકાશકની પ્રસ્તાવના.

મહોરમ એ શબ્દથી કોઈપણ મુસલમાન ભાગ્યેજ અજ્ઞાત હશે. એટલુંજ નહિ પણ તે શા કારણથી અસ્તિત્વમાં આવ્યો, તે વિષે સુશિક્ષિત અને અશિક્ષિત સર્વ એક સરખી રીતે પરિક્ષિત છે પણ તેને કેવી રીતે ઉજવવો તે કોમનો એક મોટો ભાગ જાણતો નથી. મોહરમ એ અરબ્બી ભાષાનો શબ્દ છે, અને અરબ્બી બાર માસમાંનો પહેલો માસ છે. તેના પહેલા દસ દીવસ મુસલમાનો માટે શોકજનક અને કરૂણામય છે. કેમકે તે દરમ્યાન ઈસ્લામના મહાન ઉપદેશક હઝરત મહમદ સ. અ. વ. ના નવાસા હઝરત ઇમામહુસેન રદી. અને તેમના પરિવારને શત્રુઓએ કરબલાના રણસંગ્રામમાં અનેક પ્રકારનાં કષ્ટ આપ્યાં હતાં અને છેવટે તૃષાતુર સ્થિતિમાં તેમને શહીદ કર્યા હતા. આટલી ટુંક પ્રસ્તાવના ઉપરથી સુજ્ઞ વાંચક વર્ગ ઉપરોકત દિવસનું મહાતમ્ય યથાયોગ્ય સમજી શકશે.

મુસલમાનભાઈઓ અને અન્ય ધર્માવલંબી-ઓને મહોરમના ખરા રહસ્યનો પરિચય આપવા માટે મારા ગુરૂ પીરશ્રી મોટામીયાં સાહેબે "ટ્રેજેડી ઑફ મોહરમ" નામનું એક નાનકડું પુસ્તક અંગ્રેજી ભાષામાં લખી પ્રસિધ્ધ કર્યું. ઉકત પુસ્તક અંગ્રેજી ભાષાથી પરિચિત અને અપરિચિત બન્નેને અતિ ઉપયોગી હોવાથી તેનું ગુજરાતીમાં ભાષાંતર કરી સમસ્ત દેશમાં પ્રચલિત મોંઘવારીનો કાંઈપણ વિચાર નહિ કરતાં અમારા વાંચક વૃંદને તેનો લાભ આપવા માટે પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે. પ્રેસને લગતી સઘળી સામગ્રીઓ મોંઘવારીના ગ્રાસમાં સપડાએલી હોવાથી માત્ર ૫૦૦ નકલોજ છાપવામાં આવી છે. આટલી ટુંકે પ્રસ્તાવના લખ્યા પછી ઉક્ત પુસ્તક વાંચકવર્ગના કરકમળમાં સાદર કરૂં છું.

છેવટમાં આ આખા પુસ્તકનો અનુવાદ કરવામાં "પોલિટિકલ ભોમીઓ" પેપરના સબ એડીટર જનાબ મુનશી એચ. ડી. એ મને જે કીંમતી મદદ આપી છે. તે બદલ તેમનો હું એહશાનમંદ છું.

લી૦ ખાદેમ,

નીઝામખાન નુરખાન વકીલ.

અનુવાદક અને પ્રકાશક.

# કરબલાનો કહેર

અથવા

# મહોરમનું હૃદયભેદક વર્ણન

## પ્રકરણ ૧ લું

માણસોના અંતઃકરણોને શીખવીને તેમને સ્વર્ગમાં પાછા લાવવા માટે ખુદાતાલાએ સ્વર્ગીય ગાનારાઓને દિલગીરી તથા ખુશાલીના ગાયનો સહિત પૃથ્વી ઉપર મોકલ્યા હતા.

કવી—**લોંગફેલો.**

ઈ. સ. ૬૮૦ ની સાલમાં હજરત અમીર મુઆવીયા * સ્વર્ગવાસી થવાથી તેમનો પુત્ર યઝીદ ગાદી ઉપર બેઠો. હી. સ. ૬૧ માં તે પોતાની મેળે દમશ્ક શહેરમાં ગાદી ઉપર કાયમ થયો. તેનો જન્મ

* હઝરત મહમદ સ. અ. વ. ના ચાર મહાન ખલીફાઓ પછી હજરત અમીર મુઆવીયાએ ઇસ્લામી ખિલાફત ધારણ કરી પોતાના મરણ સુધી તેનો ઉપભોગ કર્યો હતો.

હિ. સ. ૨૬ માં થયેલો હોવાથી તે વખતે તેનું વય ૩૫ વરસનું હતું. ગાદી ઉપર નિર્ભય થયા પછી તેણે પોતાના પિતાના કેટલાક રાજ્ય સેવકોને ઉંચા હોદ્દા આપ્યા, અને તેમની આ પ્રમાણે નિમણુક કરી. વલીદ બિન ઓતિબ્બાને મદીના, નોમાન બિન બસીરને કુફા, ઓબેદુલ્લાહ બિન ઝીયાદ ને બસરા, અને અબ્દુલ્લા બિન ઉમરને મક્કાના ગવર્નર તરીકે નિમ્યા. પણ તેની ખરાબ વર્તણુંક અને બીજા કેટલાક દુર્ગણોને લીધે મક્કા, મદીના, અને બાબીલોનીઆના લોકોએ તેની સત્તાનો અનાદર કર્યો, અને સીરિઆ, ઈરાન તેમજ આસપાસના શહેરોએ તેની તાબેદારી કબુલ કરી. જોકે કોઈપણ પ્રકારના વાંધા વિના તે ગાદી * ઉપર બેઠો હતો છતાં હજરત અલીના બીજા પુત્ર હજરત ઈમામહસન રદી = અને હજરત + ઝુબેર

---

* ખિલાફ્ત એટલે ખલીફાઓની ધાર્મિક ગાદી.

= ઈમામહુસેન રદી૦ ચોથા ખલીફા હઝરત અલી રદી૦ અને બીબી ફાતમા રદી૦ ના બીજા પુત્ર હતા. તેમના માતુશ્રી આજે પણ એક આદર્શ રમણી તરીક સુવિખ્યાત છે. ઇમામનો અર્થ આગેવાન થાય છે. પેગમ્બર સાહેબના સગા હતા, તેમનું પેઠીનામું હ-

રદી. ના પુત્ર અબ્દુલ્લા એ બે જણ તે સામેવાંધો ઉઠાવશે એમ તે જાણતો હતો આ ગુંચવણ દુર કરવા માટે તેણે મદીનાના ગવર્નર વલીદને આ પ્રમાણે પત્ર લખ્યો. “ અતી દયાળુ ખુદાતાલાના નામથી, ઓતિબ્બાના પુત્ર વલીદને ઈસ્લામના શહેનશાહ યઝીદ તરફથી લખવામાં આવે છે કે મુઆવીયા ખુદાના એક સેવક હતા, જેને ઈસ્લામની ખિલાફત આપવામાં આવી તેમણે રાજ્યનો વિસ્તાર વધારી ઈસ્લામના હાથ મજબુત કર્યા. તે મુકરર કરેલા વખત સુધી જીવ્યા અને પછી ખુદાના દરબારમાં હાજર થયા. પોતાની કારકીર્દી દરમ્યાન તે પ્રજાના માનીતા હતા. અને મરતી વખતે પણ તે પવિત્ર અને બે-ગુનાહ હતા. આ કાગળ મળતાંજ તમે હુસેન અને ઝુબેરના પુત્ર અબ્દુલ્લાને કાંઈપણ વિલંબ કર્યા વિના કેદ કરો. ”

આ પત્ર મળ્યા પછી વલીદે હકમના પુત્ર મરવાનને * બોલાવી તેની સાથે પત્ર સંબંધે વાતચીત

---

ઝરત સાથે આ પ્રમાણે મળે છે. અબ્દુલ્લા બિન ઝુબેર બિન અવ્વામ બિન ખોવેલ્દ બિન અસદ બિન અબ્દુલ ઉઝ્ઝા બિના કોસય.

* મરવાનનું પેઢીનામું આ પ્રમાણે છે. મરવાન બિન

કરી. મરવાન જે તે સમયનો એક મહા કપટી માણુસ હતો તેણે એવી સલાહ આપી કે "હજરત મુઆવીયાના મરણ સમાચાર જાણી તેઓ યઝીદની સામે થવાનો પ્રયત્ન કરે તે પહેલાં હજરત ઈમામહુસેન અને અબદુલ્લાને રૂબરૂ બોલાવી યઝીદની તાબેદારી સ્વીકારવાની તેમને ભલામણ કરવી, અને જો ન માને તો તેમને મારી નાખવા."

આ સલાહ વલીદને પસંદ પડી અને તેથી તે પ્રમાણે અમલ કરવાને તેણે એક કાસદને મોકલ્યો. હજરત ઈમામહુસેન રદી૦ અને અબદુલ્લા રદી૦ વલીદના કાસદને મસીદ પાસે મળ્યા, અને પોતે ગવર્નરને જાતે મળવા આવશે એવું તેની સાથે કહેવરાવ્યું. અને તે પ્રમાણે હજરત ઈમામહુસેન રદી૦ વલીદને મળવા માટે તેને ઘેર ગયા, પણ તેમને દગો થશે એવી બીક હોવાથી પોતાના બચાવ માટે કેટલાક વિશ્વાસુ માણસોને સાથે લીધા અને તેમને બારણા આગળ ઉભા રાખી કાંઈક ગડબડ થતાં અંદર ધસી આવવાની સુચના કરી પોતે અંદર ગયા. ઘરમાં પ્રવેશ કરતાંજ વલીદે મુઆવીયાના મરણ

---

હકામ બિન અબદુલ આશ બિન ઉમૈયા બિન અબદુશ શમ્સ બિન અબ્દ મનાફ બિન કોસય.

સમાચાર સંભળાવી યઝીદની તાબેદારી સ્વીકારવાની તેમને સુચના કરી. તેના મુખે આવા વાકયો સાંભળી ને હઝરત ઈમામ હુસેન રદી૦ ને નવાઇ લાગી. અને તેમણે હિમ્મતથી જવાબ આપ્યો કે "મને ખાનગીમાં બોલાવી આવા શબ્દો કહેવાનું તમારા જેવા માણસને શોભતું નથી. ખરેખર યઝીદે નિયમ વિરૂદ્ધ ખલીફા પદ ધારણ કર્યું છે. માટે સંઘળા મુસલમાનોને એકઠા કરી તેમની મરજી પ્રમાણે ખલીફાની પસંદગી થવી જોઇએ વલીદે આ માગણીનો સ્વીકાર કર્યો, પણ કપટી મરવાને તેને કહ્યું કે "જો તમે ઈમામહુસેન પાસેથી યઝીદની તાબેદારી સ્વીકારવાની પ્રતિજ્ઞા લેશો નહિ તો મોટી ખુનરેજી જાગશે માટે ગમે તેમ કરીને તેમને તાબેદારી સ્વીકારવાની ફરજ પાડો." તેની આ તિરસ્કારયુક્ત શિખામણ શાંતિથી સાંભળ્યા પછી ગુસ્સે થઇને હઝરત ઈમામહુસેન રદી૦ સીધા પોતાને ઘેર ગયા.

તેમના ગયા પછી મરવાને વલીદને તેની ભુલભરેલી રાજ્યનિતી માટે ઘણો ઠપકો આપ્યો પણ ખુદાતાલાની મહેરબાનીથી વલીદના અંતર ચક્ષુઓ ઉઘડી ગએલા હોવાથી તેણે જવાબ આપ્યો

કે "ખુદાતાલાએ આ દુનિઆમાં મને જે જોઇએ તે આપ્યું છે, અને તેથી આગળ વધવાની મને કાંઈ જરૂર નથી જેથી આવું નિર્દય કૃત્ય કરી પાપમાં પડું, યાદ રાખજે અયે મરવાન કે ઈમામહુસેનના કાતીલને કદાપી મૂક્તિ મળશે નહિ."

પોતાની વિરૂદ્ધ રચવામાં આવેલું કાવત્રું વખતસર જાણી જવાથી હઝરત ઈમામહુસેન રદી૦ અને અબદુલ્લા રદી૦ મદીનેથી મક્કે ચાલ્યા ગયા. પોતાની સખ્ત આજ્ઞા છતાં વલીદે હઝરત ઈમામહુસેન રદી૦ તરફ જે નરમાશ દેખાડી હતી, તેથી ગુસ્સે થઇને યઝીદે તેને બરતરફ કર્યો, અને તેની જગ્યાએ મક્કાના ગર્વનર સઈદના પુત્ર અમ્રને મોકલ્યો હઝરત ઝુબેરનો બીજો પુત્ર અમ્ર જે પોતાના ભાઈ અબદુલ્લા તરફ ઈર્ષા ધરાવતા હતા, તેનો લાભ લઈ યઝીદે તેને પોતાના ભાઇ સાથે લડવાની સલાહ આપી.

તેથી બન્ને ભાઇઓ વચ્ચે લડાઈ થઈ, જેમાં અબદુલ્લા વિજયી થયા, અને તેમણે પોતાના ભાઈને કેદ પકડયો. તેમને વિજય પામેલા જોઈ યઝીદે પણ અનેક પ્રપંચો રચ્યા, પણ તે સર્વેમાંથી અબદુલ્લા યુક્તિ પ્રયુક્તિ અને બહાદુરીથી બચી

ગયા. તેથી આખા શહેરમાં તેમની કીર્તી ઘણી વધી, પરંતુ તે પહેલાં હઝરત ઈમામહુસેન રદી૦ની કીર્તી એટલી વધેલી હતી કે તેમના મુકાબલામાં અબદુલ્લાને પ્રજાકિય પસંદગી પામવાનો કાંઈપણ સંભવ ન હતો પોતાના ઉત્તમ સદ્દગુણો અને હઝરત મહમદ સ. અ. વ. સાથેની નિકટની સગાઈને લીધે હઝરત ઈમામહુસેન રદી૦ પ્રજામાં અતિ લોક પ્રિય થઈ પડયા હતા. તેમણે કોન્સટાનટીનોપલના ઘેરામાં અપુર્વ શુરાતન દેખાડયું હતું. તે ઉપરાંત પોતાના વિરોધીઓની પેઠે તે નિર્દય અને કપટી નહિ પણ પોતાના પીતાની પેઠે સર્વમાન્ય અને પરમ સદ્દગુણી હતા. આ સઘળા સદ્દગુણો ઉપર મોહ પામીને * કુફાના લોકોએ તેમને પોતાના શહેરમાં બોલાવ્યા, એટલુંજ નહિ પણ તેમની તાબેદારી સ્વીકારી તેમની રક્ષા કરવાનું વચન આપ્યું. પણ તેમના મિત્રોએ કુફાવાશીઓ ઉપર વિશ્વાસ નહિ કરવાની તેમને ભલામણ કરી. જે લોકોએ ઉપર પ્રમાણે માગણી કરી હતી તેમને તેઓ સારી રીતે ઓળખતા હતા. તેમની માન્યતા

---

* કુફા હઝરત અલી રદી૦ ની રાજ્યધાનીનું શહેર હતું, અને તે વખતે ત્યાં દશ લાખ માણુસોની વસ્તી હતી.

એવી હતી કે "કુફાના લોકો, ઉતાવળીઆ, વિ-
ફાળ, અવિશ્વાસુ, અને અદ્રઢ છે.* વળીતેઓ
ઘણા ચલિત મનના છે, તેમના વિચારો ફરતાં
કાંઈવાર લાગતી નથી. ઘડીકમાં તેઓ ગુસ્સામાં-
આગની પેઠે તપી જાય છે, તો ઘડીકમાં તેઓ
બરફ જેવા ઠંડા થઈ જાય છે." પોતાના મિત્રો
અને સલાહકારો તરફથી આવી સલાહ મળેલી
જોઈ શું કરવું અને શું ન કરવું, તે માટે હઝરત
ઇમામહુસેન રદી૦ વિચાર કરવા લાગ્યા આ વખતે
કુફાથી આવેલા કાસદો પોતાની સાથે જલદી
આવવા માટે તેમને આગ્રહ કરવા લાગ્યા. તેથી
તેમની માગણી સ્વીકારવાનો પોતાનો ધર્મ વિચારી
તેમની વફાદારીની ખાત્રી કરવા તેમણે પોતાના
પિત્રાઈભાઈ મુસ્લીમ બિન ઓકૈલને કાસદો સાથે
મોકલ્યા, અને બનતા સંજોગે કોઇ વિરૂદ્ધ ન પડે
તેવી તજવીજ કરવા તેમને સુચના કરી.

* જુઓ સૈયદ અમીરઅલીનું "હિસ્ટરી ઓફ ધી સેરેસન્સ" નામક પુસ્તક.



## પ્રકરણ ૨ જું.

દુનિઆ મહા મહેનતે સપૂર્ણ કરેલ ગ્ત્કર્મોની હારમાળાથી ભરેલી છે, દરેક કામને માટે મજબુત અંતકરણ અને મજબુત હથોની જરૂર પડે છે, અને તેવો વ્યવહાર જીંદગી સુધી ચાલે છે.

કવી ઓબરે ડેવેરે.

મક્કામાંથી નિકળીને હઝરત મુસ્લીમ મદીનામાં આવ્યા, અને ત્યાં તેમને કેટલાક માર્ગદર્શક ભોમીયા મળ્યા કે જે તેમને એક વિશાળ રણમાં લઈ ગયા જ્યાં તેમના સાથીઓ પૈકીનો એક માણુસ પાણી નહિ મળવાથી અને બીજો રોગમાં સપડાઇને મરણ પામ્યો. પ્રારંભમાંજ અવા ખેદયુક્ત બનાવો બનવાથી હઝરત મુસ્લીમને ચીંતા થવા લાગી. તેથી આગળ જતાં એક ટીપું પાણી ન મળે એવી જગ્યાએ તે થોભી ગયા, અને શું કરવું તે વિષે હઝરત ઈમામ હુસેનને પુછાવ્યું. જવાબમાં હઝરત ઈમામ હુસેને તેમને કુફે જઈ ત્યાંના રહેવાસીઓના કહેવા અનુસાર વર્તવાનું કહેવરાવ્યું. ત્યાર પછી પોતાની આસપાસના ભયને કાંઈ પણ નહિ ગણકારતાં અને એક પણ સોબતી વિના હઝરત મુસ્લીમ

ઈરાકનું * રણ ઓળંગી ગયા. ધારેલા સ્થળે પહોંતાંજ હઝરત ઈમામ હુસેનના શુભેચ્છકોએ તેમને આવકાર આપ્યો. પોતાના વિશ્વાસુ માણસો મારફત તપાસ કરતાં તેમને જણાયું કે લગભગ એક લાખ ચોવીસ હજાર માણસો "ઈમામ" ને સહાયતા માટે તૈયાર છે. આ પ્રમાણે ખાત્રી કર્યા પછી વિજયના સંપુર્ણ વિશ્વાસથી હઝરત મુસ્લીમે સઘળા સમાચાર હઝરત ઈમામ હુસેન રદી૦ ને નિવેદન કર્યા. અને તેમને સત્વર કુફા તરફ આવવાની વિનંતી કરી. કુફાવાસીઓએ સઘળી હિલચાલો એવી તો ગુપ્ત રીતે કરી હતી કે કુફાનો ગવર્નર નોમાન અત્યાર સુધી તે વિષે કાંઇ પણ જાણતો ન હતો. સમસ્ત ઈરાકના લોકો પોતાને માટે પ્રાણ આપવા તૈયાર છે, એવા સમાચાર મળતાંજ હઝરત ઈમામ હુસેન રદી૦ કુફા જવા માટે તૈયાર થયા. જો કે નોમાનને આ હિલચાલ વિષે કાંઈ પણ ખબર ન હતી તો પણ દમિશ્ક (દમાસકસ) માં યઝીદને તેના સમાચાર મળી ગયા હતા. તેથી તેણે બસરાના ગવર્નર ઉબેદુલ્લાહ કુફાની રાજ્યસત્તા પોતાને હસ્તક લેવાનો પત્ર લખ્યો.

---

* ઇરાક બાબીલોનીઆ.

વખતની બારીકી જાણીને ઉબેદુલ્લાહ કેટલાક માણુસોના રસાલા સાથે બસરાથી કુફા તરફ ઉપડયો સાંજની વખતે કુફામાં પહોંચતાંજ ત્યાંના લોકોએ તેને ઇમામ હુસેન સમજી યોગ્ય માન આપ્યું. તેને હઝરત મહમદ સ૦ અ૦ વ૦ નો નવાસો * ધારી લોકો તેની આસપાસ મોટા જથ્થામાં એકઠા થઈ ગયા. પણ જ્યારે તે સરદારના એક માણુસે અમીર ઉબેદુલ્લાહ માટે જગ્યા કરવાનું રૈયતમાંના એક જણુને કહ્યું, ત્યારે તેમને પોતાની ભૂલ માલુમ પડી. તેથી લોકસમુહ નિરાશ થઈ પાછળ ખસ્યો, અને સરદારે નગર તરફ કુચ કરી. કિલ્લામાં પહોંચતાજ બળવો સમાવવા માટે તેણે તૈયારી કરી. જ્યારે લોકોએ તે સમાચાર જાણ્યા ત્યારે તેમના ક્રોધનો પાર રહ્યો નહિ અને તેઓ વધુ બળથી ચળવળ કરવા લાગ્યા. તેથી તેમને વશ કરવા માટે ઉબેદુલ્લાહે એક યુક્તિ રચી. તેણે પોતાના અનુચરોમાંના એકને ત્રણ હજાર સિક્કાઓ આપી જાણે તે સીરીઆથી હઝરત ઇમામ હુસેન રદી૦ ના હક્ક સાબીત કરવા આવ્યો છે તેવો ઢોંગ કરવાનું કહ્યું.

* હઝરત ઇમામહુસેન રદી. બીબી ફાતમા રદી૦ ના પુત્ર હતા.

આ યુક્તિથી તે માણસ "ઇમામ" પક્ષના લોકો સાથે મળી ગયો, અને તેમની સઘળી હિલચાલો સંપુર્ણ જાણતા સુધી ત્યાંજ રહ્યો. ત્યાંની સઘળી હકીકત જાણીને તેણે ઉબેદુલ્લાહને રિપોર્ટ કર્યો.

ધીમે ધીમે હઝરત મુસ્લીમના સહાયકોની સંખ્યા ઓછી થતી ગઇ, અને છેવટે માત્ર ત્રીસ માણસો તેમની સાથે રહ્યા, તેથી પ્રાણ રક્ષાઅર્થે કોઇ સહી સલામત જગ્યાએ ચાલ્યા જવાનો તેમણે વિચાર કર્યો. અને એક અજવાળી રાતનો આશ્રય લઇ પોતાને મદદ કરવા માટે કે રસ્તો દેખાડવા માટે એક પણ માણસ સાથે લીધા વિના તેમણે કુફાનો ત્યાગ કર્યો રાત્રી ધીમે ધીમે અંધકારમય બનતી ગઇ, તેમ છતાં કાંઇ પણ ભય ન રાખતાં તેમણે પોતાનો પ્રવાસ આગળ લંબાવ્યો. એમ કરતાં કરતાં તે એક ઘર પાસે આવી પહોંચ્યા અને તેના કમાડ ઠોકયા. એટલે એક મુગ્ધા સ્ત્રીએ આવીને બારણું ઉઘાડયું. લાંબી મુસાફરીને લીધે હઝરત મુસ્લીમને ઘણી તરસ લાગેલી હોવાથી તેમણે તે બાઇ પાસે પાણીની માગણી કરી. એટલે તરત તે સ્ત્રી પોતાના ઘરમાંથી નિર્મળ જળ લઈ આવી, અને પોતાના પરોણાને તે આપ્યું. તરસ મટાડયા પછી હઝરત

મુસ્લીમે પોતાની સઘળી હકીકત તે સ્ત્રીને કહી સંભળાવી. તેથી તે સ્ત્રીને દયા આવવાથી તેણે તેમને પોતાના ઘરમાં લઈ એક ઓરડામાં સંતાડયા. પણ તેનો પુત્ર બ્હારથી ઘરમાં આવતાં પોતાની માની ચિંતાતુર સ્થિતિ જોઈ વ્હેમાઈ ગયો. અને જ્યાં સુધી પોતાની માને મોઢે સઘળી હકીકત જાણી નહિ ત્યાં સુધી તેનો વ્હેમ દુર થયો નહિ. તે ભલી સ્ત્રીએ સઘળી હકીકત કહી રહ્યા પછી તે વાત ગુપ્ત રાખવાની પોતાના પુત્રને ભલામણ કરી. પણ ઉબેદુલ્લાહે હઝરત મુસ્લીમને પકડી લાવનારને કે તેમનો પતો બતાવનારને ઈનામ આપવાનું જાહેર કરેલું હોવાથી લલચાઈને તે લોભી માણસે સવારમાં સઘળી હકીકત ઉબેદુલ્લાહને જાહેર કરી દીધી. તેથી હઝરત મુસ્લીમ તે જગ્યાનો ત્યાગ કરે તે પહેલાં શત્રુએ તેમને ઘેરી લીધા. અને તેમના ઉપર હુમલો કરી પથ્થર અને બળતી મસાલોના પ્રહાર કરવા લાગ્યા. છેવટે તે ઘરમાંથી બ્હાર આવ્યા, અને વીરતાપુર્વક શત્રુઓના હલ્લા ત્રણવાર પાછા વાળ્યા. પણ શરીરમાં અનેક જખમો લાગવાથી છેવટે પકડાઈ ગયા. આ સમયે તેમને પોતાના પ્રાણની કાંઈપણ દરકાર ન હતી, પણ

પોતાના કાગળો વાંચીને હઝરત ઈમામહુસેન રદી૰ ત્યાં આવી જશે તેવી બીકથી તે અશ્રૂપાત કરવા લાગ્યા. ત્યાર પછી પાછળ ફરીને તેમણે એક માણસને "ઈમામ" પાસે જઈ સઘળા સમાચાર કહેવાનો આગ્રહ કર્યો તે માણસે કબુલ કર્યું પરંતુ તે સંદેશો પહોંચાડવામાં નિષ્ફળ ગયો.

## પ્રકરણ ૩ જું.

આપણા સઘળાં કર્મોની ચાવી ઈશ્વરના હાથમાં છે, અને તેથી આપણા કામોનું પરિણામ પણ તેની ઈચ્છાનુસાર આવે છે.

કરી સ્વિન્મનં.

જ્યારે હજરત મુસ્લીમને કિલ્લા ઉપર લાવવામાં આવ્યા, ત્યારે તેમણે પાણીને માટે માગણી કરી પણ તે કબુલ કરવામાં આવી નહીં. તેમને કિલ્લાના મથાળા ઉપર લઇ જવામાં આવ્યા, અને ત્યાં તેમનો શિરોચ્છેદ કરવામાં આવ્યો. પછી તેમનું શરીર કિલ્લા ઉપરથી નીચે ફેંકી દેવામાં આવ્યું અને તેમનું માથું યઝીદને ભેટ તરીકે મોકલવામાં આવ્યું આથી અડધી લડાઈ જીતાઈ ગઈ એમ યઝીદે માન્યું

આ બનાવ હી. સ. ૬૧ ના ઝિલ્હજ= માસની ૮ મી તારીખે બન્યો હતો.

હજરત મુસ્લીમને કેદ પકડાતી વખતે હ૦ ઈમામ-હુસેન રદી. વિષે જે ચિંતા હતી તે ખરી ખડી. તેમના પત્રોએ ભયંકર પરિણામ આવે એવી અસર નિપજાવી હતી. કાગળો મળતાંજ હજરત ઈમામહુસેન રદી૦ એ કુફા તરફ જવાની તૈયારી કરી. તેમના મિત્રોએ કુફાવાસીઓ ઉપર વિશ્વાસ નહિ રાખવાની તેમને મજબુત ભલામણ કરી, અને જ્યાં સુધી હથીયારો-ના બળથી તેઓ તે શહેરનો કબજો મેળવે નહિ ત્યાં સુધી જ્યાં હતા ત્યાંજ રોકાવાનું કહ્યું. મિત્રો ઉપરાંત હજરત અબદુલ્લાહ બિન અબ્બાસે તો સ્ત્રીઓને સાથે નહિ લઈ જવાની તેમને ભલામણ કરી પરંતુ હજરત ઈમામહુસેન રદી૦ એ જવાબ આપ્યો કે તે સઘળો મામલો હું ખુદા ઉપર છોડું છું તેમના પિત્રાઇ હઝરત મુસ્લીમને જે દિવસે શહીદ કરવામાં આવ્યા, તેજ * દિવસે તેમણે કુફા તરફ કુચ કરી તે વખતે તેમની સાથે તેમના કેટલાક કુટુંબીઓ,

= ઇસ્લામી વરસનો છેલ્લા મહિનો.

* કેટલાક લોકો કહે છે કે તેના એક દિવસ પહેલાં કુચ કરી હતી.

બે ઉમર લાયક પુત્રો, કેટલાક વફાદાર શિષ્યો અને કેટલીક સ્ત્રીઓ તથા છોકરાંઓ હતા. આ નાનકડા રસાલા સાથે તેઓ અરબસ્તાનનું રણ ઓળંગી બાબીલોનીઆમાં× પહોંચ્યા, ત્યારે તેમણે કુફાવાસીઓને તેમના વચન પ્રમાણે ત્યાં જોયા નહિ. તેથી શહેરના આવા અપ્રમાણિક અને માઠા દેખાવને લીધે તેમને વિશ્વાસઘાતનો વ્હેમ આવ્યો. તેમની શંકા વાજબી હતી. તેમને તાબે કરવા માટે કુફાના ગવર્નર ઉબેદુલ્લાએ "તમીમ" વંશના અરબ સરદાર હઝરત હુરને લશ્કર સહિત મોકલ્યા હતા. પહેલાં તો હઝરત ઈમામ હુસેન રદી૦ એ તેમને પોતાના મદદગાર તરીકે જાણ્યા, પણ હઝરત હુરે તેમને કહ્યું કે, કુફાના ગવર્નરે આપને પોતાની પાસે લઈ જવા માટે મને મોકલ્યો છે." હઝરત ઈમામ હુસેન રદી૦ એ તેમની માગણીનો અસ્વીકાર કરતાં કહ્યું કે "ખરા હકદાર ખલીફા તરીકે કુફાવાસીઓએ મને બોલાવ્યાથીજ હું અત્રે આવ્યો છું." તેઓ આ પ્રમાણે વાતચીત કરે છે, એટલામાં ચાર ઘોડેસ્વારો આગળ વધ્યા, જેમાંના એકને હઝરત ઈમામ હુસેન રદી૦ ઓળખતા હતા

× ઇરાક.

તેથી તેની સાથે વાતચીત કરવા દેવા તેમણે માગણી કરી. હઝરત હુરે પરવાનગી આપી એટલે હઝરત ઇમામ હુસેન રદી૦ એ તેને કુફા વિષે પુછયું તેણે જવાબ આપ્યો કે "અમીર લોકો તો તદન તમારી વિરૂદ્ધ છે, તેમ છતાં હજી પણ કેટલાક સાધારણ લોકો આજે તમારા પક્ષમાં છે, પરંતુ આવતી કાલે તેઓ સઘળા તમારી વિરૂદ્ધ થઇ જશે એવો મામલો છે" ત્યાર પછી તેમણે પોતાના કાસદ "કૈસ" વિષે પુછયું તો જવાબ મળ્યો કે "શક ઉપરથી અબદુલ્લાએ તેને પકડીને આપને તથા આપના પિતા હઝરત અલી રદી૦ ને શ્રાપ આપવાનું કહેતાં તેણે ઇન્કાર કર્યાથી તેને કિલ્લા ઉપરથી ફેંકી દેવામાં આવ્યો. છે" પોતાના વફાદાર કાસદના આવા હાલ થએલા જાણી હઝરત ઇમામ હુસેન રદી૦ અશ્રુપાત કરવા લાગ્યા.. પછી તેમણે ખુદાતાલા પાસે દુવા માગી કે "ઓ પરવરદીગાર જેમણે મારા માટે પ્રાણ ખોયા છે, અને જે પ્રાણ ખોવાના છે તેમને સ્વર્ગમાં વાસ આપજે અને અમારા ઉપર અમી વૃષ્ટી વરસાવજે."

તેમના સાથીઓમાંના એકે કહ્યું કે "આપણી આ નાની ટોળી શત્રુદળ સામે પુરતી થઇ પડશે નહિ,

તેથી જો આપની ઇચ્છા હોયતો હું આપને એક મજબુત કિલ્લામાં લઇ જાઉં કે જ્યાં "તય" વંશના દશ હજાર માણસો આપણું રક્ષણ કરવા માટે તૈયાર છે. પણ હજરત ઇમામહુસેન રદી૦ એ પોતાના સત્યાગ્રહને વળગી રહી ત્યાં જવાની ના પાડી.

હજરત ઇમામહુસેને પોતાના નિશ્ચયમાં દ્રઢ રહી, જેમને ચાલ્યા જવાની ઇચ્છા હોય તેમને જવાની રજા આપી, અને ૭૨ માણસો સહિત કુફા તરફ કુચ કરી, ડગલે ડગલે તેમની મુશ્કેલીઓ વધતી જતી હતી. હઝરત હુર અને તેમના સૈનિકો પણ આ નાનકડી ટોળીની પાછળ પાછળ જતા હતા. હઝરત ઇમામહુસેન રદી૦ ના મનમાં દીલગીરી ઘર કરી બેઠી હતી અને કેટલીકવાર પોતાના નાશના વિપરીત વિચારો આવતાં હતાં. એક વાર સ્વપનામાંથી ઝબકી ઉઠી તે બોલી ઉઠ્યા કે "આપણે ખુદાને તાબે છીએ, અને તેની પાસેજ પાછા જવાનું છે." તેમણે પોતાના સ્વપનામાં એક દૈવી પુરૂષને જોયા જેમણે તેમને ચેતવણી આપી કે "માણસો રાત્રે પ્રવાસ કરે છે, અને તેમનું ભાગ્ય પણ તેમને ભેટવા રાત્રેજ પ્રવાસ કરેછે." આ ઇસારાથી તેમને લાગ્યું કે હવે મોત પાસે આવી ચુક્યું છે.

# પ્રકરણ ચોથું.



"તું સવારથી તે સાંજ સુધી મારી સાથે રહે, કેમકે હું તારા વિના રહી શકતો નથી, અને જ્યારે રાત્રીનો સમય નિકટ આવે ત્યારે પણ મારી સાથે રહે. કેમકે હું તારા વિના મરી શકતો નથી."

આર્ક. કેબલ.

સવાર થતાંજ નમાઝ પઢી હઝરત ઇમામહુસેન રદી૦ ત્વરાથી આગળ વધ્યા. એટલામાં એક માણસ આવ્યો, અને હઝરત હુરને સલામ કરી તેમને ઉબેદુલ્લાહનો એક પત્ર આપ્યો. જેમાં હઝરત ઇમામહુસેન રદી૦ ને રક્ષણ વિનાના સ્થળે લઇ જવાની સુચના કરી હતી.૧ અને તે પ્રમાણે "અમરૂ બિન સઆદ" નામનો એક સરદાર ચાર હજાર માણસો સાથે આવી પહોંચવાથી "ઇમામને પોતાના અનુયાયીઓ સહિત યુફ્રેટીસ નદીના તીરે થોભી જવાની જરૂર પડી. લોકો હઝરત ઇમામ હુસેન તરફથી લડવાને બ્હાર પડે નહિ તેવા હેતુથી ઉબેદુલ્લાહે મજકુર સૈન્ય મોકલ્યું હતું. આ

૧ આ બનાવ હી સ. ૬૧ ના મોહરમ માસની બીજી તારીખે શુક્રવારે બન્યો હતો.

સૈનિકોએ અત્યાર સુધી કુફાની બહાર મુકામ કર્યો હતો, પણ જ્યારે ઉબેદુલ્લાહે હઝરત ઇમામહુસેન રદી૦ ના આવવાના સમાચાર જાણ્યા, ત્યારે તેણે લશ્કરને હ૦ ઇમામહુસેન રદી. ઉપર ચઢાઇ કરવાનો હુકમ આપ્યો. અમુએ પહેલાં તો માફી માગી તેમ કરવા ના પાડી, પણ જ્યારે હુકમના પાલન અર્થે ઉબેદુલ્લાહ તરફથી દબાણ કરવામાં આવ્યું, ત્યારે તેણે વિચાર કરવા માટે મહેતલ માગી.

તેણે જેજે માણસની સલાહ લીધી તે દરેકે હ૦ ઇમામહુસેન રદી.ને નુકશાન નહિ કરવાની તેને ભલામણ કરી એટલુંજ નહિ પરંતુ તેના ભત્રીજાએ પણ કહ્યું કે ખબરદાર ! તમે હઝરત ઇમામહુસેન રદી૦ ની સામે થઈ ખુદાતાલાનો કોપ વ્હોરી લેતા નહિ. જો તમને આખી દુનિઆનું રાજ્ય મળતું હોય તો તેનો પણ અસ્વીકાર કરી, ન્યાયના દિવસે તેમના પવિત્ર રક્તથી ખરડાએલા હાથ લઈ જગતકર્તાની સામે જવાનું પસંદ કરતા નહિ." તેણે આ સુચનાઓ કબુલ કરી પરંતુ ઉબેદુલ્લાહના દબાણથી તેને ખરા હકદાર સામે ચઢાઈ લઇ જવાની ફરજ પડી. અને પોતાના લશ્કર સહિત તે હઝરત ઇમામ હુસેન રદી૦ ને માર્ગમાં મળ્યો. આ

પ્રમાણે સૈન્ય પાછળ સૈન્ય આવવા લાગ્યાથી હઝરત ઈમામ હુસેન રદી૦ ને કુફા વાસીઓની નબળાઈ અપ્રમાણિકતા જાહેર થઈ ગઈ. તેમ છતાં હિમ્મત ન હારતાં તેમણે જવાબ આપ્યો "કુફા વાસીઓએ મને બોલાવ્યો છે, પણ જ્યારે તેઓ ઇન્કાર કરે છે તો હું મકકે (શરીફ) પાછા જવા સારૂં તૈયાર છું. આવો પ્રતીઉત્તર સાંભળીને અમુ ઘણો ખુશી થયો, અને પોતાના માણસો દ્વારા આ સંદેસો અમીરને કહેવરાવ્યો, અને "ઈમામ" તરફ સદ્‌ભાવ દર્શાવવાની વિનંતી કરી. તેના જવાબમાં ઉબેદુલ્લાહે કહેવરાવ્યું કે "કાંઈ પણ ઢીલ નહિ કરતાં તેમને યુફ્રેટીસ નદીના પાણીનો ઉપયોગ કરતાં અટકાવો, અને તેમ કરી તેમને તેમજ તેમના સાથીઓને યઝીદની તાબેદારી કરવાની ફરજ પાડો. જ્યારે તેઓ તે પ્રમાણે કબુલ કરશે ત્યારેજ હું તેમની સાથે સંધિ કરવાનો વિચાર કરીશ." તેજ વખત શત્રુઓએ ઈમામ અને તેમના અનુયાયીઓને નદીમાંથી પાણી લેતા અટકાવ્યા. તેથીતે નાનકડી ટુકડી પાણી વિના ટળવળવા લાગી. આ પ્રમાણે પાણીના સંકટો સહન કર્યા છતાં પણ તેમણે યઝીદની માગણી સ્વીકારી નહિ. જે સ્થળે તેમને અટ-

કાવવામાં આવ્યા હતા, તેનું નામ " કરબલા " છે. હઝરત ઈમામ હુસેન રદી૦ એ તેનો " કર્બ અને બલા " મુશીબત અને કલેશ. એવો અર્થ કર્યો છે. કેટલાક દીવસો સુધી લાગલાગટ તેમના તંબુઓને ઘેરી લેવામાં આવ્યા. પરંતુ હઝરત ઈમામ હુસેન રદી૦ ની વીરતાના પ્રતાપે ઘાતકી શત્રુઓ તેમની તલવારનો મુકાબલો કરી શકતા નહિ. તેથી સિંહ સમાન ઈમામને મૂકી દઇ તેમણે તેમની નાનકડી ટોળીને ઘણી હેરાન કરી. પોતાના સાથીઓ સાથે મસલત ચલાવી હઝરત ઈમામ હુસેન રદી૦ એ શત્રુઓ સાથે સંધિ કરવા માટે નીચે પ્રમાણે શરતો સુચવી " ૧ અમને મદીને જવા દેવા જોઇએ. અથવા ૨ તુર્કોની સામે મને પ્રથમ ટુકડીમાં રાખવો જોઇએ. અથવા ૩ તકરારનો નિકાલ કરવા માટે મને યઝીદની રૂબરૂમાં લઇ જવો જોઇએ. "

આ સંદેશો ઉબેદુલ્લાહને પહોંચાડવામાં આવ્યો, અને તેને પણ આ માગણીઓ વાજબી લાગી, એટલામાં " શિમર " નામના એક ઘાતકી માણસે ઉભા થઇને કહ્યું કે " જ્યાં સુધી તેઓ યઝીદની તાબેદારી સ્વીકારે નહિ ત્યાં સુધી આપણે તેમની સાથે કોઇપણ જાતની સલાહ કરવી ન જોઇએ.

મને ખબર મળી છે કે તેઓ અમ્રુ સાથે લાંબા સમયથી સંદેશા ચલાવે છે." તેથી લોકોની ઉશ્કેરણીના ભયથી તેણે ઇમામની ટુકડીને કુફાની નિકટમાં નહિ આવવા દેવાની અમ્રુને સુચના કરવા માટે શિમરને મોકલ્યો, અને કહેવરાવ્યું કે "જો હઝરત ઈમામહુસેન રદી૦ અને તેમના અનુયાયીઓ યઝીદની તાબેદારી સ્વીકારે તો તેમની માયાથી વર્તજો. પણ જો તેઓ માગણીનો અસ્વીકાર કરે તો તેમના ઉપર તુટી પડી, તેમને મારી નાખજો, અને તેમની લાશો તમારા ઘોડાઓના પગોમાં ચગદી નાખજો." આ સંદેશા ઉપરાંત તેમણે શિમરને એવી સુચના કરી હતી કે "જો અમ્રુ આજ્ઞાનું પાલન કરવામાં વિલંબ કરે તો તેને મારી નાંખી તેની જગ્યા તારે લઈ આજ્ઞાનુસાર અમલ કરવો. તે ઉપરાંત ઉબેદુલ્લાહે એક પત્ર લખીને અમ્રુને તેના પોચાપણા માટે ઠપકો આપ્યો આ કાગળ મળતાંજ મોહરમ માસની નવમી તારીખે અમ્રુએ પોતાના સૈનિકોને આગળ વધવાની આજ્ઞા કરી. તે ઈમામહુસેન રદી. ના તંબુ પાસે આવ્યો અને તેમની મુલાકાત લેવાની માગણી કરી. આ વખતે મગરીબની

નમાઝ પછી હઝરત ઈમામહુસેન રદી૦ પોતાના ભાઇ હઝરત અબ્બાસ રદી૦ સાથે ઉબેદુલ્લાહના સંદેસા સંબંધે વાર્તાલાપ કરી રહ્યા હતા. તેટલામાં અસ્રુ આવી પહોંચવાથી તેમની વાતોમાં વિક્ષેપ પડયો. અને તેઓ તેની સાથે વાતચત કરવામાં રોકાયા. સઘળી હકીકત શાંતિથી સાંભળ્યા પછી જવાબ આપવાને માટે તેમણે બીજો દિવસ મુકરર કર્યો. આ માગણીનો સ્વીકાર કરવામાં આવ્યો, પરંતુઇમામ તો પોતાના નિશ્ચયમાં દ્રઢ હતા. માન ભરેલી શરતો સ્વીકારવાના પ્રયત્નો નિષ્ફળ જવાથી તેમણે મૃત્યુને વશ થવાનો નિશ્ચય કર્યો. તાબેદારી સ્વીકારવા કરતાં તેમણે મૃત્યુને વધારે પસંદ કર્યું અસ્રુના ગયા પછી તલવાર ઉપર હાથ ટેકીને બીજા દિવસે શું બનશે તે વિષે ગંભીરતા પુર્વક વિચાર કરવા લાગ્યા. પોતાની તિક્ષણ તલવારનો ઉસીકા તરીકે ઉપયોગ કરી આપ તે રાત્રે નિરાંતે સૂતા. મધ્યરાત્રે તેમને સ્વપનામાં હજરત મહમદ સ. અ. વ. એ દર્શન દઇ એવી ખબર આપી કે " આવતી કાલે આપણે સ્વર્ગમાં મળીશું." પરોઢીએ તેમના બેન બીબી ઝૈનબ રદી૦ એ તેમને નિદ્રામાંથી જગાડયા. જાગૃત થયા પછી તેમણે પોતાના સ્વપ્નની હકીકત

પોતાની બેનને કહી. જે સાંભળતાંજ તે ભલી પણ હિમ્મતવાન બીબીના ચક્ષુઓમાંથી અશ્રુઓનો પ્રવાહ વહેવા લાગ્યો. તેમણે શોકોદગાર કાઢતાં કહ્યું કે અફસોસ સદઅફસોસ ! કેવી કમનસીબી ! માત પિતા ઉઠી ગયા અને આપણા ભાઇ હસન રદી૦ પણ સ્વર્ગવાસી થયા. છતાં પણ હજી આપણા દુઃખનો પાર આવ્યો નહીં. આવું કહીને શોકના સમુદ્રમાં ડુબીને મુર્છા વશ થયાં. હજરત ઈમામ-હુસેન રદી૦ એ તેમને મૂર્છામાંથી જાગૃત કરી દિ-લાસો આપતાં કહ્યું કે " બેન તું માલીક ઉપર વિ-શ્વાસ રાખ તારે શા માટે રડવું જોઇએ ! શું આપણે મરવાને માટે જન્મયા નથી ? જે જન્મ્યું છે તે મર-વાનુંજ છે. જે ખીલ્યું છે ત કરમાવાનુંજ છે. તો પછી નિમાર્ણ વસ્તુને માટે શા માટે શોક કરવો જોઇએ ? આપણા માત પિતા આપણા કરતાં વધારે લાયક હતાં, તેમ છતાં તેઓ પણ મૃત્યુને વશ થયાં એટલુંજ નહિં પણ આપણા નાના હઝરત મહંમદ સ. અ. વ. પણ વફાત પામ્યા તો આપણે શા હિસાબમાં ? પ્રત્યેક મુસલમાને મહાન પેગમ્બર સલ્અમની વફાતનો દાખલો ગૃહણ કરવો જોઇએ. તો પછી તમારે શા માટે એ દુર્ભાગ્ય વિષે વિલાપ

કરવો જોઇએ ? આ પ્રમાણે દિલાસો આપ્યા પછી પોતાની બેનનો હાથ પકડીને હઝરત ઇમામ હુસેન રદી. તેમને તંબુમાં લઇ ગયા. અને પોતાની વફાત પછી શોક નહિ કરવા તેમને સુચના કરી. તેજ પ્રમાણે પોતાના બીજા કુટુંબીઓને પણ ભલામણ કરી તેમને આશ્વાસન આપ્યું. પછી પોતાના સાથીઓને સંબોધતાં તેમણે કહ્યું કે "આપણા શત્રુઓ મારા પ્રાણ હરવાની ઇચ્છા રાખે છે, અને તેમને મારા મૃત્યુથીજ સંતોષ થશે. માટે મને મારા પ્રારબ્ધ ઉપર મુકી પ્રાણરક્ષા અર્થે તમે અત્રેથી ચાલ્યા જાઓ." હઝરત અબ્બાસ રદી૦ એ જવાબ આપતાં કહ્યું કે "જગતકર્તા પ્રણાંત સુધી તમારી સાથે રહેવાને અમને પ્રેરણા કરે છે." આ વાકયને બીજા લોકોએ અનુમોદન આપ્યું. આ પ્રમાણે પોતાના સઘળા અનુયાયીઓ પ્રાણ આપવાને માટે તૈયાર છે, એ વાત જાણ્યા પછી પોતાના પ્રિય પ્રાણનો કેવી રીતે ભોગ આપી અક્ષય કીર્તિ પ્રાપ્ત કરવી તે વિષે વિચાર કરવાનું કામ શેષ રહ્યું. પોતાના તંબુઓ એક બીજાની નિકટમાં લાવીને એક ખાઇ વડે તેમણે પોતાની નાની છાવણીને*

---

* કરબલાના યુદ્ધ પહેલાં હઝરત ઇમામ હસન રદી૦

સુરક્ષીત બનાવી. અને યુદ્ધ માટે તૈયાર થયા. પોતાનો અંતકાળ પાસે આવેલો જાણી તેમણે આખી રાત ભક્તિમાં ગુજારી. અને તે દરમ્યાન તેમને નાસી જતાં અટકાવવા માટે શત્રુ ઘોડે સવારો તેમની છાવણીની આસપાસ ફરવા લાગ્યા.

---

## પ્રકરણ ૫ મું

જીંદગી એ અમુક હેતુ સફળ કરવાનું એક સાધન છે પણ તે હેતુ એક નાશવંત વસ્તુ છે સર્વ વસ્તુનો આદી, મધ્ય અને અંત માત્ર એક માલિકજ છે'

પી. જે. બેઇલી.

પ્રભાત થતાંજ હજરત ઇમામહુસેન રદી૦ હાથ પગ ધોઈ પાક થયા. અને તેનું કારણ પુછવામ આવતાં પાસે ઉભેલા એક માણસે જવાબ આપ્યો કે "આ લોકો આપણા ઉપર તુટી પડી આપણને શહીદ કરી નાખે એટલીજ વાર છે એટલે સ્વર્ગ અને આપણી વચ્ચે થોડોજ અંતર છે." તેમની ટો-

---

ને યઝીદની સુચનાથી ઝેર આપવામાં આવ્યું હતું એમ કહેવાય છે.

ળીમાં ૪૦ પાયદળ અને ૩૨ હયદળ હતા, અને તે દરેક પોતાના પ્રાણથી પણ અધિક વ્હાલા ઈમામને માટે પ્રાણ આપવાને તૈયાર હતા. તેમની આજુબાજુની અને પાછળની જગા તંબુઓની દોરડીઓ અને બળતી ખાઇઓથી સુરક્ષીત હતી. પછી હઝરત ઇમામહુસેન રદી૦ ઘોડે સવાર થયા, અને પોતાના માણસો પાસે આવી પહોંચતાં તેમને જગતકર્તા પાસે દુવા માગવાની ભલામણ કરી. અને પોતે કહ્યું કે "ઓ પરવર દિગાર તું મારા સંકટમાં મદદગાર અને આફતમાં આશા રૂપ થા." પછી પોતાના માણસો તરફ ફરીને કહ્યું કે "હું તમને જે શિખામણ આપું છું તે સાંભળો." આ વાક્ય સાંભળીને તે લોકો ઉપદેશ સાંભળવા માટે એકાગ્રચિતે ઉભા રહ્યા. એટલે પહેલાં જગતકર્તાની સ્તુતી કર્યા પછી તેમણે તેમને અસરકારક અને હૃદયદ્રાવક ઉપદેશ આપ્યો, જેના છેલ્લા શબ્દો પુરા થતાંજ તેમની બેનો અને પુત્રીઓએ વિલાપ કરવા માંડયો. અંતકરણ ચીરી નાખે એવી તેમના શોકોદગારોએ હઝરત ઇમામહુસેન રદી૦ ના દ્રઢ અંતકરણ ઉપર ગંભીર અસર કરી. અને પોતાની વફાત પછી તેમની કેવી સ્થિતિ થશે તે વિચાર

આવતાંજ તેમનું મન શોક સાગરમાં ડુબી ગયું. સ્ત્રીઓને મક્કા શરીફમાં સહીસલામત જગ્યાએ મુકી જવા બાબતની અબદુલ્લા ઇબ્ન અબ્બાસની સલાહ તેમને યાદ આવી એટલે હૃદયની ભરપુર લાગણીથી તેમનો ઉપકાર માનતાં હઝરત ઇમામહુસેન રદી૦ એ કહ્યું કે "ઓ અબદુલ્લાહ અમારા તરફની તમારી શુભ લાગણીઓ બદલ હું તમારો અંતકરણપુર્વક આભાર માનું છું. પરમાત્મા તેનો બદલો તમને અવશ્ય આપશેજ."

પછી તેમણે સ્ત્રીઓને દિલાસો આપવા માટે પોતાના ભાઈ અબ્બાસ અને તેમના પુત્ર અલીને મોકલ્યા. પછી પોતાના સાથીઓને પોતાના સદ્‌ગુણો, ઉંચકુળ, અગાઢ શકિત અને પ્રતિષ્ટાનું પુન સ્મરણ કરાવતાં કહ્યું કે "મારા જેવો માણસ તમારા માટે લાયક છે કે નહિ તેનું તોલ તમે પોતે કરો. હું તમારા પેગમ્બરનો નવાસો છું, કે જે મને ખુદાતાલાએ એક મહાન પેગમ્બર તરીકે દુનિઆમાં મોકલ્યા હતા. હું અને મારા ભાઈ સ્વર્ગીય યુવકોના સરદારો છીએ એવું આપ ઘણી વખત કહેતા હતા. હું જે કહું છું તેને સત્ય માનો. જગતકર્તાના સોગંદ ખાઈને કહું છું કે 'હું

કદીપણ અસત્ય બોલ્યો નથી, કેમકે પરમાત્મા અસત્યને ધિક્કારે છે. જો તમે ન માનતા હો તો પેગમ્બર સાહેબના મિત્રોને પુછી તે વિષેની ખાત્રી કરો. અને તેઓ જે સત્ય હશે તેજ તમને કહેશે. હવે મને મારા કુટુંબીઓના ઘેર જવાદો."

કોઈએ પુછયું કે " શા માટે તમે તમારા સગાંઓની સત્તા સ્વીકારવા માગતા નથી ? " પ્રતી ઉત્તર મળ્યો કે " હું મારો હક એક ગુલામની પેઠે વેચી નાખું એવું પરમાત્મા ન કરે. જે લોકો અંતકાળ ઉપર ભરોસો રાખતા નથી તે સર્વેનો હું કયામતના દિવસે દામનગીર થઈશ, અને તેમને શિક્ષા કરવા માટે પરમાત્માને વિનંતી કરીશ."

આ પ્રમાણે વાર્તાલાપ ચાલી રહ્યો છે, તેટલામાં હઝરત હુરની સરદારી તળે ત્રીસ સૈનિકોની એક ટોળી મિત્ર તરીકે ત્યાં આવી. હઝરત હુરે માફી માગ્યા પછી હઝરત ઈમામહુસેન રદી૦ ના પક્ષમાં જવાની ઈચ્છા દર્શાવતાં કહ્યું કે " જો મને ખબર હોત કે વાત આટલી હદ સુધી વધી જશે તો પહેલાંથીજ આપને યઝીદ પાસે લઈ જાત. પણ હવે જે થયું તે થયું તેથી તેને માટે શોક કરવો મિથ્યા છે. હું મારા કૃત્યોની માફી માગી

આપના પક્ષમાં લડી પ્રાણ આપવા તૈયાર છું." હઝરત ઇમામહુસેન રદી૦ એ માફી આપી તેમની માગણીનો સ્વીકાર કરવાથી તેમણે આગળ આવતા લશ્કરના માણસો તરફ ફરીને કહ્યું કે "ઓ કુફા વાસીઓ! મહાન પેગમ્બર સલ્અમના નવાસાએ રજુ કરેલી ત્રણ શરતોમાંની એક પણ તમે સ્વીકારશો નહિ કે!"

અબુએ જવાબ આપ્યો કે મારાથી બનતા સઘળા પ્રયત્નો હું કરી જોઈશ, પણ મારે કહેવું જોઈએ કે ઉબેદુલ્લાહ મજકુર શરતોની વિરૂદ્ધ હોવાથી તેણે તે તરફ કાંઇપણ લક્ષ નહિ આપવાની કુફાવાસીઓને સુચના કરી છે." પ્રતીઉત્તરમાં હઝરત હુરે કહ્યું "અફસોસ છે કે તમે મહાન પેગમ્બર સલ્અમના નવાસાને લડાઈ કરવા માટે બોલાવ્યા છે. જે યુફ્રેટિસ નદીના પાણીનો જાનવરો અને પશુઓ પણ ઉપયોગ કરે છે, તે તમે ઇમામ અને તેમના કુટુંબને માટે બંધ, કરી તેમને સિંહની જાળમાં ફસાવવાનો પ્રયત્ન કર્યો છે." આટલું સંભાષણ કર્યા પછી વાવટા વાળા સૈનિકને આગળ વધવાની સંજ્ઞા કરી, તદાનુસાર જેવો તે સૈન્યને મોખરે પહોંચ્યો કે તરતજ શિમરે પોતાના પ્રતિપક્ષીઓની છાવણીમાં

તીર ફેંકતાં કહ્યું કે " લડાઇની પહેલ હું કરૂં છું તેનો આ પુરાવો છે " તે પછી તીરોની વૃષ્ટી થવા લાગી. પણ ઇમામના શુરવીર સૈનીકો પોતાની છાવણીમાંજ રહ્યાં, તેમને શત્રુના તીર સિવાય અન્ય કોઇપણ શસ્ત્ર નુકશાન કરી શકે તેમ ન હતું આવી સ્થિતિ જોઇ અમ્રુના બે સૈનિકોએ આગળ વધી એક્કા યુદ્ધની માગણી કરી. અબદુલ્લા નામક એક સૈનિક ઇમામની પરવાનગી લઇ આગળ વધ્યો, અને પોતાના પ્રતીપક્ષીઓ સાથે યુદ્ધ કરી તેમના પ્રાણ લીધા, મજકુર યુદ્ધમાં તેના ડાબા હાથના સઘળાં આંગળાં કપાઇ ગયાં હતાં. આવી રીતે શત્રુના બન્ને સૈનિકો કપાઈ જતાં એક ત્રીજા સૈનિકે આગળ વધી યુદ્ધ માટે ઇમામને આવાહન કરતાં કહ્યું કે, " અયે હુસેન હવે તમે નર્કના પગથીઆ ઉપર ચઢી ચુકયા છો ?" પ્રતીઉત્તરમાં તેમણે કહ્યું કે " હું તો દયાળુ પરમાત્માના પ્રતાપે નર્કથી ઘણો દુર છું, પણ ખરેખર તું તો નર્કાગારમાં પડવાનોજ છે, " આવી રીતે ટુંક સંવાદ થયા પછી શત્રુ આગળ વધતાં તેના ઘોડાએ તુફાન કરવાથી તે નીચે પડી ગયો, પણ તેનો ડાબો પગ પેગડામાં ભરાયેલો હોવાથી, તે પણ ઘોડા સાથે ખેંચાતો ચાલ્યો તેથી પથ્થરો સાથે અથડાતાં તેનું

માથું ફુટી ગયું, અને તે મરણ પામ્યો. ત્યાર પછી બંને પક્ષો વચ્ચે કેટલાક સમય સુધી એકકાયુદ્ધ ચાલ્યું, જેમાં હઝરત ઈમામહુસેન રદી૦ ના સૈનિકો મરણીયા બની લડતા હોવાથી તેઓ વિજય મેળવતા હતા. આ પ્રમાણે શત્રુ સૈન્યની ખુવારી મોટા પ્રમાણમાં થવાથી એકકા યુદ્ધ નહિ કરવાની અમ્રુને એક સૈનિકે સુચના કરી. અને તદાનુસાર શત્રુ દળની જમણી પાંખના સેનાપતિ હજ્જાજના પુત્ર અરાએ આગળ વધી પોતાના પ્રતીપક્ષીઓ ઉપર તુટી પડવા માટે સૈનિકોને ઉત્તેજીત કર્યા. હઝરત ઈમામ હુસેન રદી૦ એ તેને કહ્યું કે " તમે પોતે ધર્મની આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું છે, તો શા માટે અમને દોષ આપી અમારી સાથે યુદ્ધ કરવા તૈયાર થયાછો. તમે પોતે ખરા માર્ગથી છુટા પડોછો. કયો પક્ષ ન્યાયના દિવસે શિક્ષાને પાત્ર થશે તે તમે આગળ જતાં જાણશો, " પછી શિમર પોતાના માણસો સહીત એટલો આગળ વધ્યો કે હજરત ઈમામહુસેન રદી૦ ઘેરાઈ ગયા, પણ તેમના ઘોડાએ સઘળા શત્રુઓને પાછા વાળ્યા. મજકુર સૈનિકો હતાસ બની પાછા ફરતાં અમ્રુએ પાંચસો તીરંદાઝોને હુમલો કરવાની આજ્ઞા કરી. તદાનુસાર તેમણે શરપ્રહારથી

પોતાના પ્રતીપક્ષીઓના ઘોડાઓ મારી નાખી તેમને પેદલ કર્યા હજરત હુરનો ઘોડો મરીજતાં, તે ઉપરથી ઉતરી પડીને તે સિંહના જેવી વીરતાથી શત્રુદળ ઉપર તુટીપડયા.

શત્રુઓની મજકુર યોજના પણ નીષ્ફળ જવાથી અમ્રુએ એક સામટો ધસારો કર્યો, પણ છાવણી ચારે બાજુએ સુરક્ષીત ન હોવાથી તેમનું કાંઇપણ વળ્યું નહિ. તેથી ક્રોધે ભરાઇને ઘાતકી શીમરે તંબુ પાડી નાખવાની પોતાના સૈનીકોને આજ્ઞા કરી પણ કોઇએ તેની વાત ઉપર લક્ષ આપ્યું નહિ. તેથી પોતેજ મજકુર તંબુમાં ભાલો ઘોચતાં તેમાં રહેલા સઘળા માણસો સહિત તેને બાળી નાખવાની પોતાના સૈનિકોને આજ્ઞા કરી. આવો ઘાતકી હુકમ સાંભળીને ભયની એક ચીસ પાડી સઘળી સ્ત્રીઓ તે બુમોથી બ્હાર નિકળી આવી. આવી સ્થિતિ જોઈ હઝરત ઈમામહુસેન રદી૦ એ શિમરને કહ્યું કે " શું તું મારા કુટુંબનો પણ નાશ કરવાની ઈચ્છા રાખે છે? જો એવુંજ છે તો પરમાત્મા તારો પણ નાશ કરશે." એક પ્રતિષ્ટીત માણુસે આગળ આવીને કહ્યું કે "રક્ષણ રહીત સ્ત્રીઓ ઉપર હુમલો કરવો એ ઘણું શરમ ભરેલું છે." પણ ક્રુર અને પિશાચ વૃત્તિ-

વાળા શિમરમાં દયા કે શરમનું કાંઈ નામ પણુ નહોતું ત્યારે પ્રાર્થના પુરી થતાં સુધી યુદ્ધ બંધ રાખવાની હઝરત ઇમામહુસેન રદી૦ એ માગણી કરી. જે મહાન મુશકેલીએ સ્વીકારવામાં આવી. યઝીદના સરદારે કહ્યું કે "તમારા જેવો કંગાળ માણસ કેવી રીતે જગતકર્તાની પ્રાર્થના કરવાની હિમ્મત કરી શકે છે?" આ આક્ષેપનો કાંઇપણ જવાબ ઇમામ તરફથી વાળવામાં આવ્યો નહિ. પરંતુ ઇમામ પક્ષના એક સૈનિકને તેવા શબ્દો અયોગ્ય લાગવાથી તેણે જવાબ આપ્યો "શું તમારી એવી માન્યતા છે કે તમારી પ્રાર્થના પરમાત્મા સાંભળશે, અને મહાન પેગમ્બર સલ્અમના નવાસાની નહિ સાંભળે?" પછી ઇમામે પોતાના સૈનિકો સહિત પરમાત્માની પ્રાર્થના કરી તેનો આશ્રય ઇચ્છયો. યુદ્ધ દરમ્યાન તેમણે અનેક પ્રાર્થનાઓ કરી હતી, જેમાં નીચે બતાવેલી ઘણી અસરકારક છે. "ઓ પરમાત્મા! તેમના ઉપર આકાશથી અમી દ્રષ્ટી વરસાવતો નહિ, અને તેમને દુનિયાના સુખ ભોગવવા દઇશ નહીં. કેમકે તેમણે લોભને વશ થઇનેજ મને કપટથી બોલાવ્યો છે."



# પ્રકરણ ૬ ઠું

જ્યારે વેદનાઓ ઝાકળ જેવા અશ્રુબિંદુઓ વહેવડાવે, ત્યારે એવા કટોકટીના વખતમાં તો મારા સંકટ સમાવી દેવાનું, તારી શકિતનો સ્વીકાર કરવાનું તારી મોટાઇની મમતા રાખવાનું અને તારા ઇન્સાફથી ડરવાનું મને શીખવ.

**કવી ટોમસ ચેટર્ટન.**

જ્યારે પ્રાર્થના પુરી થઈ, ત્યારે શત્રુઓએ પોતાના પ્રતીપક્ષીઓ ઉપર ધસારો કર્યો. મુખ્યત્વે કરીને તેમણે આઘેથી તીરોનો વરસાદ વરસાવવા માંડયો. પણ તેની કાંઇપણ અસર ન થવાથી તેઓ તે નાનકડી ટોળી ઉપર સમુદ્રના મોજાંઓ પેઠે ધસી ગયા. મેજર પ્રાઇસના કથનાનુસાર હઝરત ઈમામહુસેન રદી. નો બાળ પુત્ર "અલી અકબર" પોતાના માતપીતાના રક્ષણાર્થે પ્રાણ આપવાને સૌથી પહેલાં તૈયાર થયા. ઉંચ સાદે પોતાની અને પોતાના કુટુંબની ઓળખ આપી, પિતાની હાજરીથી ઉન્મત બની તેમણે શત્રુઓ ઉપર લગભગ દસ હુમલા કર્યા. દરેક હુમલા વખતે તેમની તિક્ષણ તલવાર બે ત્રણ શત્રુઓના રૂધિરનું પાન કરતી. આવી રીતે લાંબા સમય સુધી લડયા પછી તેમણે

તૃષા મટાડવા માટે પાણીની માગણી કરી. આગળ જણાવ્યા પ્રમાણે શત્રુઓએ તેમને માટે પાણીનો માર્ગ બંધ કરેલો હોવાથી ઈમામની છાવણીમાં પાણીનું એક બિંદુ પણ નહતું, તેથી પોતાના વ્હાલા પુત્રની તૃષા મટાડવા માટે હઝરત ઈમામહુસેન રદી. એ પોતાની જીભ તેમના મુખમાં આપી. તૃષાને શાંતિ આપવાનું આ સિવાય તેમની પાસે અન્ય કાંઈપણ સાધન ન હોવાથી તેટલાથી પણ સંતોષ પામીને તે વીર યુવકે પુનઃ શત્રુઓ ઉપર આક્રમણ કરી અનેક શત્રુઓના પ્રાણ હરી પોતે રણમાં પડ્યા. આ દેખાવથી તેમના પિતાએ શોકની એક ચીસ પાડી, અત્રે તેમના ફોઈ બીબી ઝૈનબ પોતાના ભત્રીજાના શબ પાસે બેસી આક્રંદ કરવા લાગ્યા.

જેમ જેમ લડાઈ વધતી ગઈ તેમ તેમ ઈમામની સેનામાં ઘટારો થવા લાગ્યો, એક પછી એક તેમના માણસો કપાઈ જવા લાગ્યા, અને છેવટે આપ એકલા શેષ રહ્યા. એક પુત્ર, ૭ ભાઈ, અને કેટલાક ભત્રીજાઓ તેમની આસપાસ મૃત વશ પડ્યા હતા. તદુપરાંત તેમના કેટલાક સાથીઓ ઘાયલ થઈને અને કેટલાક મૃત્યુને વશ થઈ પડ્યા હતા.

શત્રુ દળમાંથી કોઇપણ સૈનિકે મહાન પેગમ્બર સલ્અમના નવાસા ઉપર પ્રહાર કરવાની હિમ્મત નહિ કરવાથી તેમને અત્યાર સુધી એક ઘા સરખો પણ લાગ્યો ન હતો. પણ છેવટે એક નિર્દય માણુસે તેમના માથા ઉપર તિક્ષણ અસી પ્રહાર કર્યો. આવી સ્થિતિમાં પણ તૃષાની તૃપ્તી અર્થે આપ સરિતા પાસે ગયા. પરંતુ શત્રુઓએ તીરોનો વરસાદ વરસાવી તેમને પાણી પીવા દીધું નહિ. તેથી નિરાશ થઇને આપ તંબુમાં પાછા ફર્યા. અને હેતપુર્વક પોતાના બાળ પુત્ર "અલી અસગર" ને ખોળામાં લઈ તેને પંપાળવા લાગ્યા. એટલામાં એક નિર્દય સૈનિકે શર પ્રહારથી તે નિર્દોષ બાળકના પ્રાણનું હરણ કર્યું. પોતાના સુકોમળ બાળકના અકાળ મૃત્યુથી તેમના શોકનો પાર રહ્યો નહિ. તેથી પોતાના બાળકના ખોળામાં પડેલા પવિત્ર રક્તને આકાશ તરફ ફેંકી શત્રુઓને શ્રાપ આપતાં કહ્યું કે " ઓ પરમાત્મા અમને નિરાશ્રીત કરવાનીજ જો તારી ઇચ્છા હોય તો ભલે તેમ કર પણ કૃપા કરીને આ નિરાધાર, અને નિરપરાધીઓને તારો આશ્રય આપ અને આ નિર્દોષ બાળકના રક્તના બદલામાં દુષ્ટો ઉપર તારો ક્રોધ વરસાવ."

છેવટે તેમને અતિશય તરસ લાગવાથી પાણી પીવા જતાં શત્રુઓએ તેમનું મુખ કમળ શરથી વિંધી નાખ્યું. દયાહીન શત્રુઓએ પાણી સરખું પણ નહિ પીવા દીધાથી જેમ તેમ કરી આપ તંબુ પાસે પાછા આવ્યા, અને મુખમાંથી લોહી ચાલ્યું જતું હતું તેવી હાલતમાં શત્રુઓ સામે લડવાને તૈયાર થયા. રક્તથી ખરડાએલા કર કમળો આકાશ તરફ ઉંચા કરી તેમણે પોતાના મરણ પામેલાઓ તથા જીવતાંઓને માટે દુવા માગી. હવે લાગ જોઈ શિમરે પોતાના જેવાજ કેટલાક દુષ્ટ માણસોને ઈમામ ઉપર હુમલો કરવાને ઉશ્કેર્યા. એટલામાં પોતાના કાકાની છેલ્લી મુલાકાત લેવા માટે હઝરત ઈમામ હુસેન રદી. નો ભત્રીજો તેમની પાસે આવ્યો જેને દુર્દાંત શત્રુઓએ શરથી વિંધી નાખ્યો. આથી સદગુણી ઈમામના સંતાપમાં વધારો થયો. અને તે માટે શોકોદગાર ખ્હાર પાડતાં તેમણે કહ્યું કે "મારા પુત્ર! પરમાત્મા તારો સત્કાર કરી તને યોગ્ય બદલો આપશે. આજે તું તારા વડીલો સાથે સ્વર્ગ સદનમાં મેળાપ કરશે." દુશ્મનોએ તેમને ઘેરી લીધેલા હોવાથી, પોતે તેમના ઉપર તુટી પડી તેમનો સંહાર કરવા લાગ્યા. તેમની તિ-

ક્ષણુ અસીએ અનેક દુશ્મનોના પ્રાણુ લીધા, જે તરફ આપ જોતા તે તરફથી દુશમનો હરણુાની પેઠે નાસી જતા. તેમની બેન બીબી ઝૈનબ નિરાશ થઇને બ્હાર આવ્યા, અને દુશમનોને સંબોધી કહે વાલાગ્યા "આકાશ તમારા ઉપર તુટી પડો !" પછી દુશમન સેનાધ્યક્ષો તરફ દ્રષ્ટીપાત કરીને પોતાના ભાઇને પોતાનીજ રૂબરૂમાં શહીદ નહિ કરવાની વિનંતિ કરવા લાગ્યા. તેમના શબ્દો એવા તો અસર કારક હતા કે દુશમન સૈનિકો પણુ અશ્રુપાત કરવા લાગ્યા, અને ઇમામ ઉપર હાથ નહિ ઉગામતાં પાછા ફર્યા. પરંતુ દુર્દાંતની શિમરે તેમને ઠપકો આપી હુમલો કરવાને ઉશકેર્યા. મેજર પ્રાઇસ કહે છે કે "જે ઇમામે દુશ્મનોના મોટા પ્રમાણુની દરકાર નહિ કરતાં અત્યાર સુધી અતિ પરાક્રમપુર્વક સ્વ રક્ષણુ કરી, તેમાંના અનેકને ઘાયલ કર્યા હતા, અને અનેકને નર્કસદનમાં પહોંચાડયા હતા, તેજ દુશમન પક્ષે તેમને ચોપાસથી ઘેરી લીધા.

લાગલાગટ દસ દિવસ સુધી સહન કરેલી પાણીની તૃષ્ણા, કુટુંબીઓની નિર્દય કતલ, પોતાના શરીર ઉપર લાગેલા અનેક ઘા, આદિ દુઃખદ સ્થિતિમાં તેમણે જે શુરાતન દેખાડયું હતું, તેઅનુષ્ય

શક્તિની ગુંજાસ બ્હારજ જણાય. તેમના શરીર ઉપર જુદા જુદા શસ્ત્રોના લગભગ ૩૪ ઘા લાગેલા હોવાથી તેમાંથી લોહી વહી જતું હતું, તેથી શરીર નબળું પડયા છતાં પણ પોતાના ઉપર ચોપાસથી કરવામાં આવતા હુમલાઓ અતિ પરાક્રમપુર્વક રોકી રહ્યા હતા. છેવટે શક્તિ ઘટી જવાથી દુશમન દળના સાત સૈનિકો આગળ વધ્યા, અને તેમાંના એકે પ્રહાર કરી તેમનો એક હાથ કાપી નાખ્યો. તેથી ઘાયલ થઈ આપ નીચે પડયા. પણ દુશમનો ઉપર હુમલો કરવા માટે હિમ્મત રાખી પાછા ઉભા થયા. પરંતુ જખમોમાંથી લોહી જતાં શકિત ક્ષીણ થવાથી દુશમનોએ સામટો હુમલો કરી તેમને શહીદ કર્યા અને પૃથ્વી ઉપર પડતાંજ ભાલાઓવડે તેમને વિંધી નાખ્યા.

નાના મોટા જખમો મળીને લગભગ ૬૪ ઘા તેમના શરીર ઉપર જોવામાં આવતા હતા. દુશમનોએ તેમનું માથું કાપી લઇ ઉબેદુલ્લાહને મોકલાવ્યું. * ત્યારપછી કેટલાક દુર્દાંત સૈનિકોએ સ્ત્રીઓને છાવણીમાંથી હાંકી કાઢી તેમાંનો સર્વ સામાન લુંટી લીધો.

આ સંહારમાંથી ઈમામ પક્ષનો એક પણ માણસ બચ્યો નહિ. દુશમન દળમાંથી પણ લગભગ

૮૮ માણુસો માર્યાં ગયા, અને અસંખ્ય જખ્મી થયા. દુશમનો હઝરત ઇમામહુસેન રદી. અને તેમના અનુયાયીઓની સઘળી સંપત્તિ લુંટી ગયા.

"સૈયદ અમીર અલી" કહે છે કે "આ પ્રમાણે તે જમાનાનો એક શુરવીર અને સદગુણી પુરૂષનો અંત આવ્યો, અને તેમની સાથે એક વ્યાધિ ગ્રસ્ત બાળક સિવાય, બાળ, વૃદ્ધ આદિ પુરૂષ વર્ગનો અંત આવ્યો." ઉકત બાળકને તેમના ફોઈ બીબી ઝૈનબ રદી. એ ઉછેરીને મોટા કર્યા હતા. આગળ જતાં તેમણે "ઝેનુલ આબેદીન" નામ ધારણ કર્યું હતું. ઇરાનના શહેનશાહ "યઝદેજર્દ" = ની પુત્રી "શેહેરબાનુ" દ્વારા તે હઝરત ઇમામ હુસેન રદી. ના પુત્ર થતા હતા. અને તેમના વડેજ મહુંમ ઇમામનો વંશ ચાલ્યો.



# પ્રકરણ ૭ મુ.

"દયાના પ્રવાહ ઉપર કાંઇપણ અંકુશ નથી, આકાશ ઉપરથી પડતા વરસાદની પેઠે તે ધીમે ધીમે વધે છે, આ પૃથ્વી ઉપર તો તે આશીર્વાદ સમાન છે, અને દયા દર્શાવનાર અને દયા યાચનાર ઉભયનું તે કલ્યાણ કરે છે."

કવી શેકસ્પીઅર.

હઝરત ઈમામહુસેન રદી૦ નું મસ્તિક ઉબેદુલ્લાહ પાસે લઇ જવા માટે દુર્દાંત શિમરે એક સૈનિકને મોકલ્યો. તેણે ઝડપથી કુચ કરી. પણ કુફાની નિકટમાં આવતાં તેણે કિલ્લાના દ્વાર બંધ જોયાં, તેથી લોહીવાળું માથું તે પોતાને ઘેર લઈ ગયો, અને તે પોતાની પત્નિને આપતાં કહ્યું કે "હું તારા માટે એક અમુલ્ય ભેટ લાવ્યો છું." મહાન હઝરત સલ્અમના નવાસાનું પવિત્ર શીશ જોઈ તેણે એક કારમી ચીસ પાડીને કહ્યું કે "બીજા લોકો ચાંદી અને સોનાના દાગીના ભેટ તરીકે આપે છે, પણ તમે તો એક પવિત્ર અને સદ્ગુણી પુરૂષનું કાપેલું માથું મને ભેટ તરીકે આપો છો. હું પ્રતિજ્ઞાપુર્વક કહું છું કે આજથી હું તમારી સહચરી નથી." આ પ્રમાણે પોતાના

પતિને ઠપકો આપી તે ચાલી ગઇ.

પ્રાતકાળે ઇમામનું મસ્તિક ઉબેદુલ્લાહ પાસે લઇ જતાં તે તિરસ્કારયુકત દ્રષ્ટિથી તેની સામે જોઇને પોતાની લાકડી તેના ઉપર ઠોકવા લાગ્યો. દરબારમાં બેઠેલો એક વૃદ્ધ અરબ ઉક્ત કાર્ય જોઇ શકયો નહિ. તેથી દુષ્ટ ઉબેદુલ્લાહને ઉદેશીને તેણે કહ્યું કે “ અફસોસ ! કોઈ દહાડે મહાન પેગમ્બર સલ્અમ આજ મસ્તિકને વ્હાલથી ચુંબન કરતા હતા ! તેજ મસ્તિકની આ સ્થિતી ! આ અપમાન ! તમે પરમાત્માનો ભય રાખો, એક દહાડે સઘળાને તેના દરબારમાં જવાનું છે, તે દિવસે તે આ ભયંકર કૃત્ય માંટે જવાબ માગશે ”

ઉબેદુલ્લાહે પ્રતીઉત્તર આપતાં કહ્યું કે “ જો તું વૃદ્ધ ન હોત તો તને આજ જગ્યાએ ઠાર કરત”

જ્યારે આ કરૂણામય સમાચાર બીબી ઝૈનબને મળ્યા, ત્યારે એક ગરીબ સ્ત્રીના વેશમાં કેટલીક દાશીઓ સહિત આપ કિલ્લા આગળ આવ્યા. અને દ્વાર પાસે બેસીને રૂદન કરવા લાગ્યા. તેમની સ્થીતી એવી થઇ ગઈ હતી કે તેમના વિષે ઉબેદુલ્લાહને ત્રણ વાર લોકોને પુછવું પડયું. જ્યારે કહેવામાં આવ્યું કે બીબી ઝૈનબ આવ્યાં છે. ત્યારે તે બોલી ઉઠયો

કે "અનેકાનેક ઉપકાર છે જગતકર્તાના કે જે આ અભિમાની સ્ત્રીને તેના કુટુંબીઓનો નાશ કરીને આવી શરમ ભરેલી સ્થિતિમાં મારી પાસે લાવ્યો. અને તેનું અભિમાન નષ્ટ કર્યું. તેના જવાબમાં તે શુરવીર અને સદ્દગુણી રમણી રત્ને કહ્યું કે 'સઘળું માન અનંતશક્તિશાળી પરમાત્માનેજ શોભે છે, જેણે અમારા કુટુંબને પોતાના મહાન ઉપદેશક હઝરત મહમદ સ. અ. વ. વડે શ્રેષ્ટ બનાવી અમને પવિત્ર કર્યાં. અમારે શરમાવવાનું કાંઈપણ પ્રયોજન નથી. પણ અમારે બદલે દુષ્ટો એજ પોતાના દુષ્કર્મો માટે શરમાવવું જોઈએ. ઉબેદુલ્લાહે મેણું મારતાં કહ્યું કે "પરમાત્માએ તમારા કુટુંબના કેવા હાલ કર્યા તે જોયું કે નહિ? હિમ્મતથી જવાબ આપતાં બીબી ઝૈનબે કહ્યું કે "શહાદત તેમના લલાટે લખાયેલી હોવાથી તેઓ અનંત ધામમાં સીધાવ્યા છે, પણ ન્યાયના દિવસે પરમાત્મા સર્વેને સજીવન કરી ન્યાય કરશે. આ વાકયો સાંભળીને ઉબેદુલ્લાહ ઘણો ગુસ્સે થયો પણ તેના મીત્રોએ સમજાવીને શાંત પાડયો, તેથી શાંત થઈને તેણે કહ્યું કે "તેના કુટુંબીઓના મૃત્યુથી મને સંપૂર્ણ સંતોષ થયો છે, માટે

તેના શ્રાપની હું કાંઈપણ દરકાર કરતો નથી તેને શ્રાપ આપવા દો." સત્ય છે. બીબી ઝૈનબે કહ્યું. "ખરેખર તમે અમારા કુટુંબીઓના પ્રાણ લઈ અમને જડમુળમાંથી ઉખેડી નાખ્યા છે, શું એજ તમારો સંતોષ છે?" તે શુરવીર રમણી રત્નની હિમ્મતના વખાણ કરતાં તેણે કહ્યું કે "તમે ખરેખર હઝરત અલીના વંશજ છો, કે જે એક કવી અને શુરવીર માણુસ હતા. હિમ્મત હું ધરાવતી નથી, તેણીએ જવાબ આપ્યો. કેમકે તે એક સ્રીની શક્તિ બહાર છે, હું તો મારૂં અંતકરણ જે વાતની શાક્ષી આપે છે. તેજ માત્ર કહું છું. પછી બીબી ઝૈનબને યઝીદ પાસે મોકલવાની આજ્ઞા કરતાં ઉબેદુલ્લાહે બાળક 'અલી' સામે જોઈ તેનો શિરોચ્છેદ કરવાની આજ્ઞા આપી. હવે બીબી ઝૈનબના અંતકરણમાં હિમ્મતનો અંશ પણ રહ્યો નહિ, તેમના ચક્ષુઓમાંથી અશ્રુના બિંદુઓ ટપકવા લાગ્યા. આવી સ્થિતિમાં પોતાના ભત્રીજાને સ્નેહાલિંગન કરી ઉબેદુલ્લાહને ઉદ્દેશીને કહ્યું કે "શું તું અમારા કુટુંબીઓના રક્ત પાનથી હજી પણ ધરાયો નથી? જો તને આ નિર્દોષ બાળકના રક્તની પિપાસા હોય તો તેની સાથે મને પણ મારી નાખ.

ઉબેદુલ્લાહે ફરીથી તેમની સામે આશ્ચર્યતાથી જોયું.

બાળક અલીએ પોતાના કુટુંબની સ્ત્રીઓને યઝીદને ત્યાં એકલી નહિ મોકલવાની વિનંતી કરી. ઉબેદુલ્લાહ ઘડીકમાં બીબી ઝેનબ તરફતો ઘડીકમાં બાળક અલી સામે જોતો તેથી બીજી વ્યક્તિના પ્રાણ હરવાની તેની ઇચ્છા થઈ, પણ તેની સાથેજ જીવ આપવાની બીબી ઝેનબની વળણ જોઈ તેના અંતકરણમાં ધ્રાસકો પડયો. તેથી તેણે તેમને જતા કર્યા અને બાળ અલીને તેમના ફોઇ સહિત દમસ્કમાં યઝીદ પાસે મોકલ્યા.

બાળક અલીને લોહ શૃંખળામાં જકડી લેવામાં આવ્યા હતા, છતાં પણ આખા પ્રવાસ દરમ્યાન તેમણે કાંઈપણ શબ્દોચ્ચાર કર્યો નહિ.

હઝરત ઈમામહુસેન રદી૦ ના મસ્તિકને પહેલાં તો કિલ્લાના શિખર ઉપર લટકાવવામાં આવ્યું પણ પાછળથી તેને શહેરમાં ફેરવી દમિશ્કમાં યઝીદને મોકલાવ્યું દુર્દાંત શિમરને બાળક અલી અને બીબી ઝેનબ સાથે મોકલવામાં આવ્યો દમિશ્કમાં આવ્યા પછી યઝીદના મહેલ આગળ બેસી અરબ સ્ત્રીઓના રીવાજ પ્રમાણે મહાન પે; ગમ્બર સલ્અમની નવાસીઓ કલ્પાંત કરવા લાગી.

# પ્રકરણ ૮ મું.

પ્રેમ શું છે? એવો પ્રશ્ન કરનાર! તું આકાશમાં તારા માલિકને શોધી કાઢ.

કવી એલ. હુટીએર.

હઝરત ઈમામહુસેન રદી૦ અને તેમના કુટું-બનો નાશ કર્યા છતાં પણ કામ ન સરવાથી સ્ત્રી-ઓનું કેવી રીતે નિરાકરણ કરવું તે વિષે યઝીદે પોતાના દરબારીઓની સલાહ લીધી તેમાંના એકે બાળક અલીનો વધ કરી તેમના વંશનો અંત આણ-વાની સુચના કરી. યઝીદ તે સુચના અમલમાં મુકવા વિષે વિચાર કરતો હતો, તેટલામાં એક દયાળુ સ્વભાવના ગૃહસ્થે કહ્યું કે "ઓ ખલીફ! તેમને આવી સ્થિતિમાં જોઈને મહાન પેગમ્બર સલ્અમ અને તેમના ચારે ખલીફાઓ જેવી રીતે વર્ત્યા હોત તેવીજ રીતે તમે પણ તેમની સાથે વર્તો. આ સુચના તેમને પસંદ પડવાથી એક સી. રીઅન (શામી) ગુલામ દ્વારા તેણે ઈમામના કુટું-બીઓને પોતાની સમક્ષ બોલાવ્યા સ્ત્રીઓની દુર્દશા પરત્વે દયા આવવાથી તેણે ઉબેદુલ્લાહને શ્રાપ આપ્યો પછી બાળક અલીને તેમના પિતાનું મસ્તિક

દેખાડતાં તેણે કહ્યું કે " આ તમારા પિતા મારી સત્તાનો અનાદર કરી મને નિર્બળ બનાવવા ઇચ્છતા હતા, પણ તમે જુવો છો તે પ્રમાણે જગતકર્તાએ તેમનો નિર્ણય કરી નાખ્યો છે. પ્રતીઉત્તરમાં બાળક અલીએ કહ્યું કે " માણુસ ઉપર એવી કોઇપણ આપત્તિ આવી પડતી નથી, કે જે વિષે પવિત્ર ધર્મ પુસ્તકમાં અનંત કાળથી ઉલ્લેખ કર્યો ન હોય. બીબી ઝૈનબને સંબોધતાં તેણે તેમના પિતા હઝરત અલી રદી૦ અને તેમના ભાઈ હઝરત ઇમામ હુસેન રદી૦ વિષે કેટલાક અયોગ્ય શબ્દો કહ્યા. પણ બીબી ઝૈનબે હિમ્મતથી એવોતો જવાબ જવાબ આપ્યો કે તે ચુપ થઈ ગયો. હઝરત ઇમામહુસેન રદી૦ ના કુટુંબની તરફદારીમાં બળવો થવાના ભયથી યઝીદે તેમનો યોગ્ય સત્કાર કરવાની આજ્ઞા કરી. એટલે તેની આજ્ઞા પ્રમાણે યઝીદની સ્ત્રીઓ ત્યાં આવી, અને તેમની સાથે રહી તેમની દિલગીરીમાં ભાગ લેવા લાગી.

જ્યારે બીબી ઝૈનબ આદિ ઇમામના કુટુંબીઓની મદીના તરફ જવાની ઇચ્છા થઈ ત્યારે તેમને જોઈતી સામગ્રી સહિત વિશ્વાસપાત્ર માણુસો સાથે સહીસલામત પહોંચાડવાની બશીરના

પુત્ર નોમાનને આજ્ઞા કરી. જતી વખતે તેણે બાળક અલીને કહ્યું કે " જો તમારા પિતા મારા હાથમાં આવ્યા હોત તો તેમની ગમે તેવી માગણીઓ કબુલ કરી તેમની જીંદગી બચાવત. તમને જે વસ્તુની આવસ્યકતા હોય તે મને લખવાથી તરતજ મોકલી આપીશ મદીનામાં પોતાના સગાંવ્હાલાં: ઓને પોતાની ખેદજનક અને અનિવાર્ય સ્થિતિના સમાચાર જણાવવા માટે તે શોકાકુળ કુટુંબે મદીના તરફ કુચ કરી. તેઓ રાત દિવસ ચાલુ મુસાફરી કરતા હતા, અને જે અમલદારને તેમની સાથે મોકલવામાં આવ્યો હતો, તે તેમની સાથે એવી સારી રીતે વર્ત્યો કે મદીનામાં પહોંચ્યા પછી બીબી ઉમકુલસુમે બીબી ઝેનબને કહ્યું કે " બ્હેન આ માણસ આપણી સાથે માયાળુપણે વર્ત્યો હોવાથી તેને કાંઈક ઈનામ આપવાની અગત્ય છે." અફસોસ ! બીબી ઝેનબે કહ્યું. તેને આપવા માટે આપણા ઘરેણાંઓ સિવાય બીજું કાંઇપણ આપણી પાસે નથી." બીબી ઉમકુલસુમે ઘરેણાં આપી દેવાની ઇચ્છા દેખાડતાં ઉભય બેનોએ તે કબુલ કર્યું પણ તે વફાદાર માણસે તેનો અસ્વીકાર કરતાં કહ્યું કે " જો માત્ર ઘરેણાની લાલચથીજ મેં આ

કામ કર્યું હોત તો આપની ભેટ મારે માટે બસ હતી. પણ મેં તો પરમાત્મા ઉપરની પ્રીતિ. અને મહાન પેગમ્બર સલ્અમ સાથે આપને જે સંબંધ છે તેના માનાર્થેંજ આ કામ કર્યું છે.

જ્યારે તેઓ મદીનામાં પહોંચ્યા ત્યારે હાશમના વંશજોને એટલો ગમ થયો કે જે શબ્દોમાં વર્ણવી શકાય તેમ નથી. તે ઉપરાંત શહેરની સઘળી વસ્તી પણ તેટલીજ ગમગીન થઈ. મહાન પેગમ્બર સલ્આસના કુટુંબીઓને નહિ બચાવવા માટે લોકોને ઠપકો આપનારી એક અંતકરણવેધક કવિતા દ્વારા હઝરત ઇમામ હુસેન રદી. ના એક પિત્રાઇએ પોતાનો શોક જાહેર કર્યો. તે કવિતાનો સાર આ પ્રમાણે છે.

"જેમને તમારી સંભાળમાં સોંપ્યા હતા, તેમના વિષે તેમજ હજારો જીવથી પણ વધારે વ્હાલા તેમના બાળકો અને પત્નીઓ, કે જેમાંના કેટલાકને લોહશૃંખલામાં જકડી લેવામાં આવ્યા હતા, કેટલાકને અંધારા ભોંયરામાં કેદ કરવામાં આવ્યા હતા, અને કેટલાકના કરબલાના રણમાં પ્રાણ લેવામાં આવ્યા હતા, તેમના વિષે ન્યાયના દિવસે ન્યા-

આસન આગળ બેઠેલા હઝરત મહમદ સ. અ.
વ. તમને પુછશે તો હે મારા મિત્રો તમે શો
જવાબ આપશો ?"

મી. ગિબ્બન કહે છે કે જુદા જુદા દેશ અને જુદા જુદા જમાનામાં હઝરત ઇમામહુસેન રદી. નું આ શોકમય વૃતાંત વાંચકોમાં શોકની લાગણી ઉત્પન કર્યા વિના રહેશે નહીં."

મહોરમ મહિનામાં દસ દિવસ સુધી મુસલમાનો જે શોક કરે છે, તે સમજવાનું અને તે તરફ દિલસોઝી દેખાડવાનું વાંચકો માટે હવે સહેલું થઈ પડશે.

પોતાના પિતાની પેઠે હઝરત ઇમામ હુસેન રદી. પણ પોતાની પવિત્રતા માટે જાણીતા હતા. તેમના ઇતિહાસ વેત્તાઓ લખે છે કે આપ આખા દિવસમાં એક હજાર રકાત નમાઝ પઢતા હતા અને જ્યારે બીજા મુસલમાનો આખી ઉમરમાં માત્ર એકજવાર હજ કરવા જાય છે, ત્યારે હઝરતઇમામ હુસેન રદી.એ ૫૫ વરસની ઉમ્મરમાં ૨૫ વાર હજ કરી હતી, અને દરેક વખતે પગે ચાલીને તે પવિત્ર સ્થળે ગયા હતા.

એક સમયે તેમણે પોતાના પિતાને પુછયું

કે "શું તમે મને ચાહો છો ?" હઝરત અલી રદી. એ જવાબ આપ્યો કે "હું તમને ઘણા ચાહું છું." ફરી પુછયું કે "શું આપ જગતકર્તાને પણ ચાહો છો ?" આ સવાલનો પણ હકારમાં જવાબ મળ્યો. જે સાંભળતાની સાથેજ હઝરત ઈમામ હુસેન રદી. એ જવાબ આપ્યો કે "એકજ અંતકરણમાં બે પ્રીતી એકી સાથે વાસો કરી શકે નહિ." આ જવાબથી હઝરત અલી રદી. ઉપર એટલી અસર થઇ કે તેમના નેત્રોમાંથી અશ્રુધારાઓ વહેવા લાગી. તેમને દિલાસો આપવા માટે હઝરત ઈમામ હુસેન રદી. એ કહ્યું કે "જગતકર્તા તરફ અવિશ્વાસ અને મારૂં મોત એ બેમાંથી આપ શું પસંદ કરશો ?" હઝરત અલી રદી. એ જવાબ આપ્યો કે "તેવી સ્થિતિમાં મારો ધર્મત્યાગ કરવા કરતાં મારા પુત્રનો ભોગ આપવાનુંજ હું વધારે પસંદ કરીશ." આ જવાબ સાંભળીને હઝરત ઈમામહુસેન રદી. એ કહ્યું "આ ઉપરથી જણાય છે કે આપનો પ્રેમ મારા ઉપર ખુદાએ આપેલો તે છે, પરંતુ જગતકર્તા ઉપરનો આપનો પ્રેમનો અગાધ છે.

---

# પ્રકરણ ૯ મું.

દીલસોજીનું રહસ્ય એ એક ચાંદીની સાંકળ અને રેશમી દોરી છે, કે જે અરસ્પરસના અંતકરણ મન, શરીર અને આત્માને એક સાથે જકડી જોડી દે છે.

કવી સર. ડબલ્યુ સ્કોટ.

અલબત દરેક મુસલમાનને હઝરત ઇમામહુસેન રદીના શોકજનક મરણ સાથે સંબંધ છે, કેમકે આપ હઝરત મહમદ સ. અ. વ, ના નવાસા હોવા ઉપરાંત તે સમયના એક લોકમાન્ય પવિત્ર અને સદગુણી પુરૂષ હતા. જે જગ્યાએ આપ શહીદ થયા હતા તે જગ્યા આજે પણ "મસહદે હુસેન" ના નામથી જાણીતી છે.

કરબલાના કરૂણાજનક બનાવે આખી દુનિઆના ઇસ્લામીઓના અંતકરણ હલહલાવી મુકયા હતા. તેથી હઝરત મહમદ સ. અ. વ, ના કાકા હઝરત અબ્બાસ રદી० ના વંશજોએ તેમના શત્રુઓ ઉપર કરબલાનું વેર લીધું હતું.

મજકુર શોકજનક વૃતાંત માણસના અંતકરણ ઉપર એટલી તો અસર કરે છે. કે તે બીનાને તે ખરી માન્યા વિના રહી શકતો નથી. ઉપરોકત બનાવ

હી. સ. ૬૧ ના મહોરમ માસની દસમી તારીખે બન્યો હતો, અને તે દિવસથીજ પ્રત્યેક વરસે આખી દુનિઆના મુસલમાનો મજકુર દહાડો શોક અને ભક્તિમાં ગાળે છે.

દુનિયા ઉપરના એક સર્વોત્તમ કુટુંબની પવિત્ર સ્ત્રીઓને અને બાળકોને પાણીનું કષ્ટ આપવામાં આવ્યું, એક બાળકે લાંબો કરેલો હાથ કોણીમાંથી કાપી નાખવામાં આવ્યો, એક બાળકને તેના પિતાના ખોળામાંજ વિંધી નાખવામાં આવ્યું ન્યાયપ્રિય ઇસ્લામી નેતાને ઘેરી લઇ તેમના પ્રાણ લેવામાં આવ્યા, એ સઘળા બનાવો મુસલમાનોને કુદરતી રીતે દિલગીર કરે તેવા છે.

મહોરમનો શોકમય તહેવાર દરેક વરસે ઉજવાય છે. બીજનો ચંદ્ર ઉગતાંજ મહોરમ માસની શરૂઆત થાય છે, અને પહેલા દિવસથીજ પવિત્ર ક્રિયાઓ શરૂ કરવામાં આવે છે. તેમ છતાં કેટલીક ક્રિયાઓ તો તે પહેલાં પણ કરવામાં આવે છે. ઉક્ત ક્રિયા લગભગ દસ દિવસ [1] પ્રયંત ચાલે

૧ તેમાં ઝિયારતના દિવસનો સમાવેશ કરતાં મહોરમની મહત્વતા બાર દિવસની ગણાય છે. પરંતુ રોજા

છે. અને તે દરમ્યાન શ્રોતાઓ સમક્ષ હઝરત ઇમામ હુસેન રદી૰ને લગતો મનોવેધક વૃતાંત કહિ સંભળાવવામાં આવે છે. ઘણા ભાગે મુસલમાનો તે દિવસે અપવાસ રાખી, અરસ્પરસમાં સલાહ સંપથી વર્તી દીનોને દાન આપી ધર્મ શાસ્ત્રનું અધ્યયન કરે છે. પરંતુ અજ્ઞાન લોકો તે શોકને આનંદમાં ફેરવી નાખે છે. કેટલાક લોકો ચિત્ર વિચિત્ર વસ્ત્રો પહેરી ઇમામના કુટુંબને તે દિવસે જે કષ્ટ સહન કરવું પડયું હતું. તેનું વર્ણન કરતાં ટોળાબંધ મહેલ્લે મહેલ્લે અને શેરીએ શેરીએ ફરે છે. જ્યારે કેટલાક લોકો દિલગીરી દેખાડવા માટે પોતાના બાળકોને નીલ વર્ણના વસ્ત્રો પહેરાવી ફકીર બનાવે છે, અથવા તો વાઘ કે બીજા પ્રાણીઓ ૨ જેવું સ્વરૂપ ધારણ કરાવે છે તે ઉપરાંત કેટલાક મુસલમાનો ફકીરોનો વેશ લઈ કરૂણામય મરસીઆ બોલતા બોલતા

---

અપવાસ તો માત્ર દશ દહાડા સુધીજ રાખવામાં આવે છે. અને તેથીજ તેને "આશુરા" નું નામ આપવામાં આવ્યું છે.

૨ હઝરત ઇમામહુસેન રદી૰ ના શબ ઉપર જે પ્રાણીઓએ દેખરેખ રાખી હતી તેની સંજ્ઞા દેખાડે છે. એવું કેટલાક કહે છે.

મહેલ્લે મહેલ્લે ફરે છે. આ રીવાજ ઘણા ભાગે હિંદુસ્થાનમાંજ છે, હઝરત ઈમામહુસેન રદી૦ ના રોઝાની નકલ કરવા માટે કેટલાક લોકો વાંસની ચીપો અને કાગળો વડે તાબુત કે તાઝીયા બનાવે છે. આ તાઝીયાઓ કેટલાક દહાડા સુધી ઘરમાં રાખી મુકવામાં આવે છે. પણ નવમી તારીખની રાત્રે સરઘસના આકારમાં તેમને શહેરના અમુક રસ્તાઓ ઉપર ફેરવવામાં આવે છે, મહોરમની ૧૦ મી તારીખે દિવસે ઘણા ઠાઠમાઠ સાથે તાઝીયાઓને નદી કે સરોવર કાંઠે લઈ જળદાહ કરાવવામાં આવે છે. કેટલાક હિંદુઓ પણ મુસલમાનો સાથે મોહરમના તહેવારમાં ભાગ લે છે, અને કેટલાકતો સ્વતંત્રપણે મજકુર તહેવાર ઉજવે છે, તાઝીયાઓ હિંદુસ્થાન સિવાય ઇરાન કે અરબસ્તાનમાં મુદ્દલ જોવામાં આવતા નથી. ઘણા મુસલમાનો તે રીવાજ તરફ નાપસંદગી દેખાડે છે. પણ હિંદુસ્થાનમાંના ઘણા ખરા મુસલમાનો તાઝીયા બનાવે છે.૩

---

૩ એવું કહેવાય છે કે હિંદુસ્થાનમાં તાઝીઆ ઇ- સ. ૧૪૮૦ એટલે બાદશાહ તેમુરના સમયથી બનાવવામાં આવે છે. કરબલાની જાત્રાએ જઇ આવ્યા પછી

મજકુર પ્રસંગે મુસલમાન લોકોમાં એટલો તો જોશ હોય છે કે તેમને શાંત રાખવા મજબુત લશ્કરો ટુકડી તાઝીયાઓ સાથે રાખવામાં આવે છે.

જગતકર્તા આપણુને શિખવે છે કે "તારો ખુદા એકજ હોવાથી તું પણ તારા ધર્મબંધુઓ સાથે ઐકયતા રાખ, જો તું તેને એકજ માનતો હોય તો તે પ્રમાણે કર, એક ખરા ધર્મની ઐકયતા મતભેદને પસંદ કરી શકે નહિ. શું આ સંગીન અને ઉત્તમ શિક્ષણ નથી! તો પછી આવી નજીવી બાબતમાં શા માટે મતભેદ હોવો જોઈએ? શું સઘળા મુસલમાનો એકજ ઉપદેશકના અનુયાયીઓ નથી કે?"

હાલની ઉદાર સરકારની સત્તા તળે પ્રજા સંપુર્ણ છુટાપણું ભોગવે છે. અને ધાર્મિક કામોમાં કાંઈપણ અટકાવ થતો નથી. તેથી સઘળા મુસલમાનો પછી તેઓ શીયા હોય કે સુન્ની હોય, સુધરેલા હોય કે અણસુધરેલા હોય પણ તેમણે એકજ

તેના અનુચરોએ રોજાના આકારનો એક તાબુત તેને બનાવી આપ્યો હતો, તે દિવસથીજ તાઝીયા બનાવવાની શરૂઆત થયાનું સંભળાય છે. તે ધાર્મિક રીવાજ નથી. જુઓ ગુજરાતના મુસલમાનો.

કુટુંબના માણસોની પેઠે ધાર્મિક બાબતોમાં ઐકય-તાથી કામ લેવું જોઈએ. માત્ર અભણ લોકો હોય તેજ ઐકયતામાં વિક્ષેપ નાખે ખરાબ સંગત, અને હદ બહારના છુટાપણાને લીધે તેમાંના કેટલાક અવળે રસ્તે ચઢી જાય પરંતુ નિયમીતપણું, શિષ્યાવૃતી. લાગણી અને ઉત્તેજન વડે તેઓ સદમાર્ગ ઉપર આવી શકે છે, આપણા ધર્મ બંધુઓ તરફ તિરસ્કાર દેખાડવાથી શું આપણે આપણી જાતનો, આપણા ધર્મનો, અને આપણી કોમનો અંધકારમાંથી ઉદ્ધાર કરી શકીએ છીએ? જંગલી અને અભણ લોકોને સદમાર્ગ ઉપર લાવવા માટે પ્રયત્ન કરવામાં આપણે કચાસ રાખવી જોઇએ નહિ. કોમની અભણ જાતોમાં કેટલીક ચોકસ અનિતિઓ જોવામાં આવે છે તે દુર કરાવવા માટે કોમના આગેવાનોએ મજબુત લડત ચલાવવી જોઇએ. કોમની શક્તિ, અને તેની ખરી અસર તેની સામાજીક અને નૈતિક તેમજ ખરા ખોટા પરત્વેની તેની ભાવના ઉપર આધાર રાખે છે. કોમના મોટા ભાગને ઉન્નતિના માર્ગ ઉપર લાવવા માટે પ્રયાસ કરવાનો કોમી આગેવાનો માટે આ સારો પ્રસંગ છે. તેથી કોમોન્નતિ અર્થે પ્રત્યેક

મુસલમાને પોતાની કોમના અજ્ઞાન લોકોને કેળવવા અર્થે બનતો પ્રયાસ કરવો ઘટે છે, આપણા પરમપુજ્ય મહાન પેગમ્બર સલ્અમે આપણને જે ઉપદેશ આપ્યો છે, તે પ્રમાણે અમલ કરવા માટે આપણે ઉપર બતાવેલો માર્ગ ગ્રહણ કરવો જોઈએ.

